પુરૂષાર્થની પ્રતિમારૂપ પ્રચન્ડ શક્તિશાળી, પરાક્રમી, સંયમી, બ્રહ્મચારી, કર્તવ્યનિષ્ઠ અને ભારતીય જુવાનોને આદર્શરૂપ એવા અડગ દેહધારી–ભવ્ય તેજ મૂર્તિની પ્રેરણાત્મક જીવનવાર્તા

# પરાક્રમી
# ભીષ્મ પિતા




: લેખક :

ડાહ્યાભાઈ રામચન્દ્ર મ્હેતા

[ ગૃહિણીમિત્ર, ભગવાનબુદ્ધ, જવાહર કમલા, જનકદુલારી, દક્ષકન્યા વિગેરેના કર્તા. ]



: પ્રકાશક :

એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ : : ∴ : : પબ્લીશર્સ.

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.

કિંમત—બે રૂપિયા



મુદ્રક: મણીલાલ છગનલાલ શાહ, ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, નોવેલ્ટી સીનેમા પાસે, અમદાવાદ.
પ્રકાશક: નંદલાલ મોહનલાલ ઠક્કર, એન. એમ. ઠક્કરની કું.
૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨
૧૯૪૫

અ ર્પ ણ

પૂજ્ય રવજી બાપાં

,, વનમાળી મામા

,, વૃજલાલ મામા

,, મોહન મામા

ને

તેમના મમત્વ ને વાત્સલ્યની

યાદગીરીમાં

તેમના ભાણેજ તરફથી

**નંદલાલ**



# પ્રસ્તાવના

**પરાક્રમી** ભીષ્મપિતામહનું વિસ્તૃત જીવન મહાભારતમાં પ્રકટ થયું છે, પરંતુ મહાભારત જેવો મ્હોટો વિશાળ ગ્રંથ યુવાન વાચકને નિરસ લાગે એ સ્વાભાવિક છે. તેથીજ ભીષ્મ-પિતામહનું રસાત્મક અને વાચકને પ્રિય લાગે એવી રીતે તે આજે વાચક બંધુઓના કર કમળમાં સાદર થાય છે. આશા છે કે તે વાચકોને રસપ્રદ થશે અને સાથે સાથે બોધપ્રદ પણ થશે.

આર્યાવર્તમાં એક સમય એવો હતો કે: બ્રાહ્મણ ક્ષત્રિય આદિ જાતિઓ બ્રહ્મચર્યનો અપાર મહિમા સમજતો હતો. શૌર્ય, વીર્ય અને સેવાભાવના એજ તેમનો જીવનમંત્ર હતો. પરંતુ જેમ જેમ સમય પલ્ટાતો ગયો અને જેમ જેમ પરદેશી-ઓનું રાજ્ય અને શિક્ષણ ભારતવર્ષમાં પ્રવર્તતાં ગયાં તેમ તેમ ભારતીય પ્રજાની ભાવના બદલાતી ગઈ અને તેને પરિણામે

આજની નિર્બલ, નિર્વીય, અજ્ઞાન, કર્તવ્યભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ અને કેવળ સ્વાર્થ પરાયણ પ્રજા ઉત્પન્ન થતી ગઈ. શૌર્ય ગયું! ધર્મ ગયો! નીતિ ગઈ! અરે! સર્વસ્વ ગયું! માતાપિતા પ્રત્યેનો, દેશ અને સમાજ પ્રત્યેનો ભક્તિભાવ ગયો! કેવળ સ્વાર્થ અને સ્વાર્થનું સામ્રાજ્ય અવશેષ રહ્યું. એને પાશ્ચાત્ય પ્રજાના શિક્ષણનું દુષ્પરિણામ સિવાય બીજું શું કહી શકાય!

આજનાં યુવક યુવતિઓ બ્રહ્મચર્યનો અપાર મહિમા જાણતાં નથી! સ્કુલ કૉલેજોમાં તેમને તે જ્ઞાન પ્રાપ્ત થતું નથી. માતાપિતા પણ તે જ્ઞાનથી અજ્ઞાત છે ત્યાં તેમના સંતાનનું શું કહેવું? આજે તો બ્રહ્મચર્ય ધારણ કરી સશક્ત અને સુદૃઢ શરીર રાખવાને બદલે વિષયવૃત્તિમાં યુવકોનું મન ગયું છે. તેમની એ વિષયવૃત્તિને શ્વાનવૃત્તિ, પશુવૃત્તિ સમાન કહીએ તો તે ખોટું નથી! ભલભલા શાસ્ત્રીઓ, વિદ્વાનો, વૈદ્યો, ડૉકટરો અને કેળવણીના હિમાયતીઓ પણ એ વિષય-વ્યાધિમાં સપડાયા છે. ત્યાં સાધારણ મનુષ્યની શી વાત! એ સ્થિતિમાં યુવાનોને બ્રહ્મચર્યનો મહિમા સમજાય શી રીતે? વિદ્યાલયોમાં એ વિષયનું જ્ઞાન કોણ આપે છે? તેમજ એ વિષયનાં પાઠ્ય પુસ્તકો કઈ શાળાઓમાં શિખવવામાં આવે છે? સામાન્ય પ્રકારના વ્યાયામ તરફ શાળાધિકારીઓ પૂરતું લક્ષ્ય રાખતા નથી ત્યાં બીજાની શી વાત? અમારી પ્રાર્થના છે કે: પ્રત્યેક પુરૂષ પાઠશાળા અને કન્યાશાળાઓમાં "બ્રહ્મચર્ય" અને વ્યાયામ વિષયનાં સરલ પુસ્તકો તૈયાર કરી તે પાઠ્ય પુસ્તકો તરીકે વંચાવવામાં આવે અને યુવક યુવતિઓને શાસ્ત્રીય પદ્ધતિએ બ્રહ્મચર્યનો મહિમા સારી રીતે સમજાવવામાં આવે તો તેથી ભારતીય પ્રજા બળવાન, બુદ્ધિમાન અને આદર્શ ચારિત્ર્યવાન થઈ ભારતવર્ષનું મુખ

ઉજ્જવળ કરશે. પાશ્ચાત્ય સર્વ દેશોમાં વ્યાયામ અને બ્રહ્મચર્યનું શિક્ષણ પ્રત્યેક વિદ્યાર્થીઓ માટે ફરજિયાત જેવું જ થઈ રહ્યું છે. તેથી જ તેઓ શરીરે બળવાન અને બુદ્ધિશાળી જણાય છે. પરંતુ ભારતવર્ષમાં તેવું કંઈ નહિં હોવાથી પ્રજાનાં શરીર નિર્બલ અને તેઓ ચારિત્ર્યભ્રષ્ટ જણાય છે. મહારાષ્ટ્ર, પંજાબ અને મધ્યહિંદમાં વ્યાયામ તરફ ઠીક લક્ષ્ય રાખવામાં આવે છે ત્યારે ત્યાંની પ્રજા કંઈક બળવાન છે. પરંતુ બ્રહ્મચર્યનો મહિમા હજી એ દેશોમાં પણ ન્યૂન જણાય છે. પરંતુ ગુજરાતમાં તો બ્રહ્મ-ચર્યવ્રતનો મહિમા લોપ પામ્યો છે! ત્યારે ગુજરાતી પ્રજાના શરીર માયકાંગલાં જેવા રહેવાં પામ્યાં છે. ગુજરાત! ત્હારે ઘેરે ઘેર વ્યાયામ અને બ્રહ્મચર્યનો મહિમા સમજાશે ત્યારે જ ત્હારાં મન, વાણી અને કર્મમાં જાગૃતિ આવશે! “ભીષ્મપિતામહ” નું આદર્શ જીવન વાચકવર્ગને બળવાન, બુદ્ધિવાન, સંયમી બ્રહ્મચર્ય ધારી, કર્તવ્યનિષ્ઠ, ધર્માભિમાની, શાસ્ત્ર જ્ઞાન પારંગત અને સેવકધર્મ અને પિતૃભક્તિનો અપૂર્વ બોધપાઠ શીખવે છે. બંગાલી અને મરાઠી ભાષામાં ભીષ્મપિતામહનાં કેટલાંક પુસ્તકો પ્રકટ થયાં છે તેના ફળ રૂપ આ ન્હાનું પુસ્તક કર્તવ્ય ભાવના અને આદર્શ સૂત્રથી ગુંથાયલું છે. વાચક સજ્જનો એમાંથી કંઈક પણ બોધ ગ્રહણ કરશે તો લેખક–પ્રકાશકનો શ્રમ સફળ થશે અને આવાંજ બીજાં યુવક યુવતિઓને ઉપયોગી થઈ પડે એવાં ન્હાનાં–મ્હોટાં પુસ્તકો લખવાની–પ્રકટ કરવાની અમારી ઇચ્છાને પુષ્ટિ મળશે.

અમદાવાદ.
૨૦૦૧ વિજયા
દશમી.

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**

# અનુક્રમણિકા.

**વિષય.** **પૃષ્ઠ.**


| | | |
|---|---|---|
| ૧. | કથારંભ ... ... ... ... | ૧ |
| ૨. | ભીષ્મની દૃઢ પ્રતિજ્ઞા ... ... ... | ૮ |
| ૩. | પાંડવ કૌરવ વચ્ચે વિખવાદ ... ... | ૧૨ |
| ૪. | ભીષ્મનો દુર્યોધનને ઉપદેશ ... ... | ૧૭ |
| ૫. | ભારતીય યુદ્ધ... ... ... ... | ૨૪ |
| ૬. | રણક્ષેત્ર ઉપર ભીષ્મની મૂર્છિતાવસ્થા ... | ૪૩ |
| ૭. | ભીષ્મનો અંતિમ ઉપદેશ ... ... | ૫૭ |
| ૮. | ભીષ્મપિતામહનો યુધિષ્ઠિરને ઉપદેશ ... | ૫૭ |
| ૯. | ભીષ્મપિતામહનો ઉપદેશ અને સ્વર્ગગમન... | ૭૭ |
| ૧૦. | ભીષ્મચરિત્ર દ્વારા ઉપદેશ ... ... | ૭૮ |

# ૧—કથારંભ

ભીષ્મપિતામહનું જીવનચરિત્ર એ ખરેખર એક અદ્ભુત જીવનચરિત્ર છે. તેમણે જીવન પર્યંત બ્રહ્મચર્ય પાલન કર્યું અને મહાભારત સમયે પાંડવ કૌરવના યુદ્ધમાં એ મહાપુરૂષે કૌરવ તરફથી જે ભાગ ભજવ્યો તે આર્ય પ્રજાને માટે આદર્શરૂપ છે. પ્રત્યેક દેશમાં સમયે સમયે મહાપુરૂષોનો ઉદય થાય છે. તેમનાં જીવનચરિત્ર વાંચી અને તે આદર્શ દ્રષ્ટિ સમક્ષ રાખીને ઉન્નતિના શિખરે પહોંચવાનો તે દેશનાં મનુષ્યોએ પ્રયત્ન કર્યો છે. પરંતુ આજે આપણે જે મહાપુરૂષનું ચરિત્ર વાંચીશું તેના જેવા પ્રબળ પુરૂષો કોઇપણ દેશની કોઇપણ જાતિનાં મનુષ્ય માત્રને સર્વદા વંદનીય જણાશે. એવો પુરૂષ કોણ હોઈ શકે છે વારૂ? જેના જીવનદ્વારા સર્વ સંસાર ઉપર ઉપકાર થાય છે, જેનું મન પવિત્ર અને રાગદ્વેષ રહિત હોય છે, જેને કોઈ પણ એક જાતિ પ્રત્યે નિરર્થક પ્રેમ અથવા નિરર્થક દ્વેષ ઉત્પન્ન થતો નથી અને

નિત્યધર્મને અનુસરીને જ વર્તન રાખે છે તેજ સર્વત્ર વંદનીય છે. એ પુરૂષ કોણ હશે તેના વિચારમાં વાંચકોને વિચાર થતો હશે. કારણકે સ્વજાતિ પ્રત્યે અભિમાન અને સ્વાર્થ એ પ્રત્યેક મનુષ્યમાં જોવામાં આવે છે પરંતુ એ વિચાર ક્ષણપર્યંતને માટે એક બાજુએ મુકો. હિન્દુસ્તાનની પવિત્ર ભૂમિમાં એવાં મનુષ્ય રત્નો ઉત્પન્ન થયાં છે કે જેણે કેવળ દેશોન્નતિ પ્રત્યે જ લક્ષ્ય રાખ્યું નથી પણ તેમણે તો સમસ્ત માનવજાતિને ઉન્નતિનો માર્ગ દર્શાવી પોતાના જીવનને ધન્ય કહેવડાવ્યું છે. સાચા મહાપુરૂષ અને આદર્શભૂત મનુષ્યો આપણા આર્યાવર્તની ઉપલબ્ધ ઇતિહાસ સામગ્રીમાંથી જ પ્રાપ્ત થાય છે. નિષ્કામ ભાવનાથી કાર્ય કરનાર, ઉચ્ચનીચ ભાવ ન દર્શાવનાર ધર્માત્મા એ જ આદર્શભૂત મનુષ્ય થઈ શકે છે. નૈસર્ગિક નિયમ અનુસાર પ્રાપ્ત કર્તવ્ય પ્રત્યે લક્ષ્ય રાખીને આત્મોન્નતિને અનુકૂળ એવું કાર્ય કરતા રહે તેજ સાચા મહાપુરૂષ કહેવાય છે. સંસારના પ્રવાહ પ્રમાણે વહન થનાર, સ્વાર્થ માટે પોતાના આત્માની હત્યા કરનાર અને સાંસારિક વિઘ્નોથી ગભરાઈ જનાર પુરૂષોદ્વારા એકાદ દેશનું કિંવા જાતિનું થોડુંક કલ્યાણ કરનારને મહાપુરૂષ કહી શકાય નહિં અને તે આદર્શભૂત ગણી શકાય નહિ. પરંતુ અમે આજે એક એવા રાજર્ષિ મહાપુરૂષનું જીવન સાદર કરીએ છીએ કે જેનું અનુકરણ કોઇપણ મનુષ્ય કરી શકશે અને જેનું ચારિત્ર કોઇપણ મનુષ્યના ચારિત્રને માર્ગદર્શક થઈ પડશે. એ ચરિત્ર બીજા કોઈનું નહિ પણ મહાભારતના મુખ્ય મહાપુરૂષ પ્રાતઃ વંદનીય **ભીષ્મપિતામહનું** છે.

રાજા શાન્તનુના પુત્રનું નામ ભીષ્મ. એનું જન્મનામ દેવવ્રત હતું. પરંતુ રાજા શાન્તનુની પ્રથમ પત્નિ ગંગાના ઉદર-

માંથી તેનો જન્મ થયેલો હોવાથી મહાભારતના કર્તાઓએ એનું નામ "ગાંગેય" રાખ્યું છે. બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરવા માટે એના પિતાએ એને વસિષ્ઠ ઋષિને ત્યાં મોકલ્યો હતો. તેણે થોડા સમયમાં જ વેદાંત સહિત સર્વ વેદોનું અધ્યયન પૂર્ણ કર્યાથી ક્ષાત્રધર્મ નિષ્ણાત બૃહસ્પતિ પાસે શાસ્ત્ર, વિદ્યા અને રાજનીતિનું તેણે અધ્યયન કર્યું. આ પ્રમાણે તે પરા (બ્રહ્મ) અને અપરા, બન્ને વિદ્યામાં પારંગત થયો. આ સમયે મહારાજા શાન્તનુની પ્રથમ પત્નિ સ્વર્ગસ્થ થઈ હતી. એક સમયે મહારાજા અરણ્યમાં શિકાર કરવા ગયા ત્યાં એક તરૂણ સ્ત્રી પ્રત્યે તેમની દ્રષ્ટિ ગઈ. તેનું સુંદર રૂપ જોઈને રાજા મોહિત થયા અને તેમના મનમાં કામભાવના ઉત્પન્ન થતાં તેની સાથે લગ્ન કરવા ઇચ્છા થઈ. તેનો પરિચય મેળવવા રાજાએ પોતાનાં મનુષ્યો મોકલ્યાં. તપાસ કરતાં માલુમ પડયું કે તે એક ભીલની પુત્રી અને તેનું નામ સત્યવતી છે. તે કન્યાના પિતાએ જો રાજા એક શરત કરે તો પોતાની પુત્રીનાં લગ્ન તેની સાથે કરવાનું કબુલ્યું. શરત એ હતી કે રાજાએ પોતાનો રાજ્ય અધિકાર પોતાની પુત્રીની સંતતિને જ આપવો. રાજાનો પુત્ર સત્યવ્રત જીવિત હોવાથી તે શરત સ્વીકારી નહિ. રાજા શિકારમાંથી ઘેર પાછો ફર્યો પરંતુ વિરહાવસ્થાને લીધે તેનું શરીર ક્ષીણ થવા લાગ્યું. દેવવ્રતે જ્યારે આ સમાચાર જાણ્યા ત્યારે તેના મનમાં ઘણું દુ:ખ ઉત્પન્ન થયું. તેણે મનમાં જ વિચાર્યું કે પોતાને લીધે પિતાને દુ:ખ સહન કરવું પડે છે. "મ્હારે અનેક આપત્તિઓ સાથે ઝઝુમવું પડશે તેજ કારણને લીધે પિતાશ્રીને દુ:ખ આપવું ઉચિત નથી. મ્હને રાજ્ય નહિં મળે, મને દ્રવ્ય નહિં મળે એ જ કે ? કંઈ અડચણ નહિ. મ્હારા પરમપૂજ્ય પિતાશ્રી

આનંદમાં રહેશે એટલે બસ છે. શ્રદ્ધાપૂર્વક પિતાશ્રીની સેવા કરવી એજ પુત્રનો ધર્મ છે. માતાપિતાના ઋણથી મુક્ત ન થાય તે પુત્ર જ નહિં." આવા અનેક વિચાર તેના મસ્તકમાં ઘોળાવા લાગ્યા.

ઘણો વિચાર કર્યા પછી દેવવ્રત પોતે જ સત્યવતીના પિતા પાસે ગયો અને તેની પુત્રીનાં લગ્ન પિતા રાજા શાન્તનું સાથે કરવાની માગણી કરી. ભીલકન્યાના પિતાએ ઉત્તર દીધો કે: "રાજા મ્હારી કન્યાની સંતતિને જ પોતાનો ઉત્તરાધિકારી બનાવે તો જ હું મ્હારી કન્યા તેમને આપવા તૈયાર છું." પોતાના રાજ્યાધિકાર ઉપર હમેશને માટે જલાંજલિ આપ્યા સિવાય પિતાને સુખી કરવાનો અન્ય માર્ગ નથી એમ સમજી દેવવ્રતે કહ્યું કે:—

**एवमेतत्करिष्यामि यथा त्वमनुभाषसे।**
**योऽस्यां जनिष्यते पुत्रः स नो राजा भविष्यति ॥**
**आदि पर्व. ४०'९१.**

અર્થાત: "તમે કહો છો તે પ્રમાણે જ હું વ્યવસ્થા કરીશ. તમારી પુત્રીના ઉદરથી જે પુત્ર થશે તેને જ રાજ્યાધિકાર પ્રાપ્ત થશે." દેવવ્રતે પ્રતિજ્ઞા કરી કે: "હું મ્હારા પિતાના રાજ્યસિંહાસન ઉપર બેસીશ નહિ. સત્યવતીના પુત્રને જ રાજ્યાભિષેક થશે." પરંતુ ભીલને દેવવ્રતની એ પ્રતિજ્ઞા ઉપર વિશ્વાસ ઉત્પન્ન થયો નહિ; દૈવી સંકેત એવો જ હતો કે, દેવવ્રતે દુષ્કર વ્રતનું પાલન કરીને "ભીષ્મ" નું નામ જગત્ પ્રસિદ્ધ થાય અને એક પુરૂષ બાલબ્રહ્મચારી કેવી રીતે રહે છે અને પવિત્ર બ્રહ્મચર્યવ્રતનું કેવું મહત્વ છે તે દર્શાવી સર્વ

જગતમાં એક દષ્ટાંત બતાવી આપે ! ભીલે કહ્યું કે: "તમે સિંહાસન આરૂઢ ન થાઓ એટલું જ બસ નથી, કદાચ તમારી પછી મ્હારી પુત્રીના પુત્રને મારી નાંખી તેની પાસેથી રાજ્યાધિકાર છિનવી લઈ શકે તેથી તમારો પુત્ર પણ સિંહાસન પર બેસે નહિ, અને પરસ્પર કાંઈ તકરાર–લડાઈ થાય નહિ, એવી વ્યવસ્થા થવી જોઇએ." દેવવ્રત પોતાને માટે તો ખાત્રી આપી શકે પરંતુ પોતાના પુત્ર સંબંધી કેવી રીતે ખાત્રી આપી શકે ? તેને કેટલોક વિચાર થયો. થોડો વિચાર કર્યા પછી તુરત જ નિશ્ચય કર્યો કે: "મ્હારે લગ્ન જ કરવું નહિં એટલે પછી સંતતિ થશે શી રીતે ? અને કલહ પણ ક્યાંથી થશે ? વારૂ." દેવવ્રતે તુરત જ ભીલને કહ્યું કે:

**अद्यप्रभृति मे दास ब्रह्मचर्यं भविष्यति ।**
**अपुत्रस्यापि यो लोका भविष्यन्त्यक्षया दिवि ॥**
**आदि पर्व ४०६०**

"હે સજ્જન ! આ દેવવ્રત જીવન પર્યંત બ્રહ્મચર્ય ધારણ કરવાની પ્રતિજ્ઞા કરે છે. પુત્ર રહિત હોવા છતાં અંતે મ્હને નિરંજન નિરાકાર સ્વર્ગલોકની જ પ્રાપ્તિ થશે." વાંચક બંધુઓ ! આજની આપણી અધોગતિ પ્રત્યે જૂઓ અને પ્રાચીનકાળના પુરૂષોની માતૃપિતૃ ભક્તિ તેમજ સત્યનિષ્ઠાનું અવલોકન કરો. પિતાના અલ્પ સુખ માટે દેવવ્રતે ભીષ્મવ્રત ધારણ કર્યું. પરંતુ આજકાલના પુત્રો ! પિતાના સુખની ક્યારે દરકાર રાખે છે ! માતાપિતાને પ્રત્યેક પ્રકારે સુખી કરવા પોતાનાં સુખને ક્યારે તિલાંજલિ આપે છે ! આ બધો અર્વાચીન વિદ્યાનો પ્રતાપ છે ! યુરોપિય દેશના યુવાન પુત્રો કહે છે કે: વૃદ્ધોએ

જીવવાનું શું કામ છે? તેમણે તો સ્વર્ગગમન કરવું જોઇએ. તેમણે જીવતા રહીને નકામો ખર્ચ ખાવો એ પરવડે તેમ નથી! એજ દુષ્ટ વિચારોનો પ્રવાહ પવિત્ર ભારત વર્ષમાં આવી પહોંચ્યો છે અને પરિણામે આ પવિત્ર ભૂમિનાં પુત્રરત્નો પણ વૃદ્ધ માતા-પિતા પ્રત્યે એવો જ દુષ્ટ વિચાર દર્શાવવા લાગ્યા છે. એ તો સમયની બલિહારી છે! એ દેશનાં એક વખતનાં પવિત્ર સંતાનો એક વખત એક વ્રત ધારણ કરે છે પણ બીજે જ દિવસે થોડા લોભને ખાતર પોતાનું વ્રતભંગ કરે છે! દેવવ્રતે જે વ્રત સ્વીકાર્યું હતું તે તો જીવન પર્યંત સખ્ત રીતે પાલન કરવા માટે જ હતું! અને તેણે કર્યું પણ એમ જ! ભારતવર્ષના ઇતિહાસમાં એવું બીજું દ્રષ્ટાંત મળવું કઠિન છે. એ તલવારની ધાર જેવું વ્રત અંતપર્યંત ધારણ કરવા માટે જ દેવવ્રત "**ભીષ્મ**" નામથી પ્રસિદ્ધ થયો છે.

પિતૃભક્ત પુત્રોનાં અનેક દ્રષ્ટાંત ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. શ્રી રામચંદ્રજીએ પિતાની આજ્ઞાનું પાલન કરીને ૧૪ વર્ષ પર્યંત દણ્ડકારણ્ય જેવા ગહન વનમાં નિવાસ કર્યો, પરંતુ પિતાની આજ્ઞાનું તે પાલન હતું. ભીષ્મનું કૃત્ય સ્વેચ્છાથી થયું હતું. તેને તેમ કરવાની પિતાની આજ્ઞા ન હતી, તેમ છતાં પિતાના સુખને માટે ભીષ્મ જીવન પર્યંત બ્રહ્મચારી રહ્યા હતા. અર્થાત ભીષ્મે પિતાને માટે સંસારનાં સર્વ સુખ અને સર્વ આનંદને તિલાંજલિ અર્પણ કરી હતી. તેની એ પ્રતિજ્ઞા પિતૃભક્ત પુત્રોએ અનુકરણ કરવા જેવી છે. ભારતની એ આર્ય સંસ્કૃતિને અપનાવી લેવા જેવી છે, અને ભારતના ઇતિહાસને દેદિપ્યમાન કરવા જેવી છે.

જગતની સર્વ જાતિનો ઇતિહાસ પ્રારંભથી અંતપર્યંત વાંચી જુઓ. તેમાં એવું એક પણ દ્રષ્ટાંત મળશે નહિ. પિતૃ-ભક્તિ અને સર્વસ્વ ત્યાગની **ભીષ્મ**મૂર્તિ જેવો એક પણ પુત્રનો ઇતિહાસ વાંચવામાં આવશે નહિ ! એટલું જ નહિં પણ ભારત વર્ષના રાજ્યાધિકાર ઉપર માતાપિતાના સુખને માટે લાત મારનાર ભીષ્મ જેવા પુત્રનું ઉદાહરણ ભૂમંડળ ઉપરનાં કોઈ પણ રાજ્યકુટુંબમાં જોવામાં આવશે નહિ. આજે તો કોઈ પણ દેશના રાજાનું મૃત્યુ થતાં તેનો રાજ્યાધિકારી પુત્ર જગતને બતાવવા માટે એક આંખમાંથી અશ્રુપાત કરે છે પણ તેની બીજી આંખમાં રાજ્યપ્રાપ્તિનાં આનંદાશ્રુ જોવામાં આવે છે. જે ભારત ભૂમિમાં "ભીષ્મ" જેવા સુપુત્ર ઉત્પન્ન થયા તે પવિત્ર ભૂમિને ધન્ય છે ! તે વેદાધ્યયનને ધન્ય છે કે જેના જ્ઞાનથી દેવવ્રત જેવો વીર પુરૂષ સંસારના વિષયભોગને વિષવત્ સમજ્યો અને પરમાત્માની પ્રાપ્તિ એજ સાચું સુખ છે એમ સમજી સંસારના વિષયનો જેણે ત્યાગ કર્યો ! જે સમયે આવો ધર્મનિષ્ઠ પુત્ર માતાના ખોળામાં હાસ્યભરિત મુખે રમતગમત કરતો હશે તે સમય કેવો ઉત્કૃષ્ટ અને સુખદાયક હશે ! જે સમયે એવા સદાચારી પુરૂષ જન્મ ગ્રહણ કરતા હશે તે કેવા ઉત્તમ સમય હશે ! આજે તો આપણે બ્રહ્મચર્યવ્રતનું હાસ્ય કરીએ છીએ પરંતુ એક સમય એવો પણ આવશે કે તે વખતે બ્રહ્મચર્ય પાલનના નિયમ પ્રત્યે સર્વ જગતનાં મનુષ્યોને આદરબુદ્ધિથી જોવું પડશે. તે સમયે જ બ્રહ્મચર્યનો અપાર મહિમા સમજાશે.

ϑ

—

## ૨—ભીષ્મની દ્રઢ પ્રતિજ્ઞા

ભીષ્મે આ જન્મ પર્યંત બ્રહ્મચર્ય વ્રત ધારણ કર્યું ત્યારેજ મહારાજા શાન્તનુંએ બીજીકન્યા સત્યવતી સાથે લગ્ન કર્યું. કેટલાક સમય પછી તેને ગર્ભ રહ્યો અને તેને ચિત્રવીર્ય અને ચિત્રાંગ નામક બે પુત્રો ઉત્પન્ન થયા. તે બન્ને બાલ્યાવસ્થામાં હતા તેજ સમયે રાજા શાન્તનુનો સ્વર્ગવાસ થયો. તે બન્ને રાજકુમારનું લાલનપાલન કરવાનું અને રાજ્ય ઉપર દેખરેખ રાખવાનું કાર્ય ભીષ્મને માથે પડયું. ભીષ્મે બન્ને રાજકુમાર પુખ્ત વયના થાય ત્યાં સુધી પિતાની પેઠે જ તેમની સંભાળ રાખી અને પછી રાજ્યકારભાર તેમને સોંપી દીધો. ચિત્રાંગ બાલ્યાવસ્થામાં જ, લગ્ન થતાં પહેલાં મૃત્યુવશ થયો. બંધુના સ્વર્ગગમનથી ભીષ્મને ઘણું દુઃખ થયું પરંતુ અતિશય ધૈર્યપૂર્વક તેણે તે સહન કર્યું.

ચિત્રવીર્યને તરૂણાવસ્થા પ્રાપ્ત થતાં જ સત્યવતીને તેના

લગ્ન કરવાની ચિંતા ઉત્પન્ન થઈ. તેણે ભીષ્મને કહ્યું : કાશીના રાજાને ત્યાં અંબિકા અને અંબાલિકા નામક બે પુત્રીઓ છે તેની સાથે ચિત્રવીર્યનાં લગ્ન કરવાં ઉત્તમ છે. કાશીના રાજા સાથે ભીષ્મને બરાબર બનતું ન હતું તેથી કાશીનો રાજા ચીત્રવીર્ય સાથે પોતાની ઇચ્છાથી લગ્ન કરે એ સંભવિત ન હતુ. અંતે તેની સાથે યુદ્ધ ઉપસ્થિત કરીને લગ્ન સંબંધ જોડવામાં આવ્યો. આ પ્રમાણે સત્યવતીએ વંશવૃદ્ધિ માટે સતત્ પ્રયત્ન કર્યો અને ભીષ્મે પણ પોતાના બંધુના લગ્ન માટે યુદ્ધ જેવું ભયંકર જોખમ ખેડયું પરંતુ વિધિના લેખ પ્રમાણે બનવાનું હતું તે જ બન્યું ! લગ્ન પછી થોડા સમયમાં જ ચીત્રવીર્ય પણ સ્વર્ગવાસી થયો તેથી બન્ને રાણીઓ વૈધવ્યના કીચડમાં પોતાનો કાળ નિર્ગમન કરવા લાગી. શાન્તનુ રાજાની ગાદિ ઉપર કોઈ જ રાજા બેઠેલો ન હોવાથી ભરતખંડને કેટલોક સમય રાજા વિના જ ચલાવી લેવું પડયું. આ સમયે મંત્રીઓની સલાહથી સત્યવતીએ ભીષ્મને રાજસિંહાસન પર બેસવાની વિનતિ કરી પરંતુ તેણે તેમ કરવાની સાફ ના પાડી. જે સત્યવતીને ખાતર ભીષ્મને સિંહાસન ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરવી પડી હતી તેજ સત્યવતી આજે તેને સિંહાસન પર આરૂઢ થવાની વિનતિ કરે છે ! સમયની ગતિ વિચિત્ર છે ! મનુષ્ય એક વિચાર કરે છે ત્યારે પરમેશ્વર કંઈ જૂદો જ વિચાર કરે છે ! ઇશ્વરની લીલા અપરંપાર છે એ સત્ય ! પરમેશ્વરની કૃતિથી સંતોષ નહિં પામતાં સંસારના લોભમાં પડી આમતેમ ભટકીને મનુષ્ય પોતાનું અમૂલ્ય આયુષ્ય વ્યર્થ વ્યતીત કરે છે એ તેની કેવળ મૂર્ખતા છે ! ભીલરાણી સત્યવતીએ ભીષ્મને પુનઃ એક વખત એકાંતમાં બોલાવીને કહ્યું કે :

**मम [illegible]स्तव भ्राता वीर्यवान् सुप्रियश्चते ।**
**बाल एव गतः स्वर्गमपुत्रः पुरुषर्षभ ।**
**इमे महिष्यौ भ्रातुस्ते काशिराजसुते शुभे ।**
**रूप यौ[illegible]न्ने पुत्रकामेच भारत ।**
**तयोरुत्पादयापत्यम् संतानाय कुलस्थनः ।**
**यन्नियोगान्महाबाहो धर्मंकर्तुमिवार्हासि ॥**

"હે પુરૂષ શ્રેષ્ઠ! મ્હારા પુત્રો અને ત્હારા વીર્યવાન અને સુંદર બંધુઓ બાલ્યાવસ્થામાંજ નિઃસંતાન મૃત્યુ પામ્યા, તેની બન્ને રાણીઓ રૂપ યૌવન સમ્પન્ન કાશીરાજાની કન્યાઓ પુત્રની ઇચ્છા રાખે છે. તેથી હે મહાબાહો! મ્હારી આજ્ઞાર્થી તું વંશવૃદ્ધિ કરવા માટે એ બન્નેને સંતતિ ઉત્પન્ન કર. કારણ કે એ કાર્ય કરવા માટે તું જ સર્વથૈવ યોગ્ય પુરૂષ છે."

માતાનું એ સંભાષણ સાંભળી ભીષ્મ આશ્ચર્યચકિત થયો. તેને વિચાર થયો કે—"શું હું અપકવ વિચારનો છું એમ મ્હારી માતા સમજે છે? શું તેમને મ્હારી પ્રતિજ્ઞાનું સ્મરણ નથી? તેમને મનથી એમ તો નથી ને કે: મ્હેં માત્ર હાસ્યવિનોદને માટે જ મ્હારા પિતા સમક્ષ એ પ્રતિજ્ઞા કરી છે." આ પ્રમાણે એક પછી એક વિચાર ભીષ્મના હૃદયપટ ઉપર ઉત્પન્ન થવા લાગ્યા. માતાનાં વચનો સાંભળી તેને ઘણું જ દુઃખ થયું. તેનું સર્વ શરીર પરસેવાથી પલળી ગયું. અંતે તેણે કહ્યું: "માતુશ્રી! શું ત્હમે મારી પરીક્ષા કરો છો? અથવા શું હું કાચા મનનો છું? શું મ્હારી પ્રતિજ્ઞા જેવીતેવી છે? હું ક્ષત્રીય છું એ ધ્યાનમાં રાખજો:—

**त्यजेच पृथिवी गन्धमापश्च रसमात्मनः ।**
**ज्योतिस्तथा त्यजेद्रूपं वायुः स्पर्शगुणं त्यजेत् ।**

**विक्रमं वृत्रहा जह्याद्धर्मं जह्याच्च धर्मराट् ।**
**नत्वहं सत्यमुत्स्रष्टुं व्यवसेयं कथंचन ॥**

અર્થાત્: "પૃથ્વી પોતાનો સ્વાભાવિક ધર્મ ગંધના ગુણનો ત્યાગ કરશે, પાણી પોતાના રસગુણનો ત્યાગ કરશે, સૂર્ય પોતાના તેજગુણનો ત્યાગ કરશે, વાયુ પોતાના સ્પર્શગુણનો ત્યાગ કરશે, ઇન્દ્ર પોતાના શૌર્યગુણનો અને ધર્મરાજા પોતાના ધર્માચરણ જેવા અસાધારણ ગુણનો ક્વચિત્ ત્યાગ કરશે પરંતુ આ ક્ષત્રિય પોતાની પ્રતિજ્ઞામાંથી કદી પણ ભ્રષ્ટ થશે નહિં."

ભીષ્મનો એ ઉત્તર સાંભળી સત્યવતી અતિશય નિરાશ થઈ. ભીષ્મ તલવારની ધાર જેવું વ્રત પાલન કરતો હશે એવી તેને અત્યાર સુધી ખાત્રી ન હતી. તેનું બ્રહ્મચર્ય વ્રત નિહાળી અનેક પુરુષો પોતાનું આયુષ સન્માર્ગે વ્યતીત કરશે અને જગતમાં દિગ્દિગંત કીર્તિ પ્રાપ્ત કરશે એની તેને કદાચ ખબર નહિ હોય. તેથી જ તેણે અંતે ભીષ્મ જેવા મહાન્ સમર્થ બ્રહ્મચારીને વંશવૃદ્ધિ માટે વિનતિ કરી! તેણે ભીષ્મને એમ પણ કહ્યું કે: "પ્રાચીન નિયોગ પદ્ધતિને અનુસરીને સન્તતિ ઉત્પન્ન કરવી." એ કામ માટે રાણીએ કૃષ્ણદ્વૈપાયન (એમને વેદવ્યાસ પણ કહે છે તેમ)ને બોલાવ્યા. તેમના દ્વારા નિયોગ પદ્ધતિ અનુસાર બન્ને રાણીઓને ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામક બે પુત્રો ઉત્પન્ન થયા. દાસીના ગર્ભથી વિદુર ઉત્પન્ન થયા. દાસીના ગર્ભથી વિદુર ઉત્પન્ન થયેલા હોવાથી અને ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી તેમને ગાદિ પર નહિ બેસાડતાં ત્રીજા પુત્ર પાંડુને ગાદી પર બેસાડી રાજ્યાભિષેક કર્યો.

❦

## ૩–પાંડવ કૌરવ વચ્ચે વિશાદ

**આ** પ્રમાણે પાન્ડુને રાજ્ય પ્રાપ્ત થયા પછી તે ન્યાયપૂર્વક રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. પાંડુને બે રાણીઓ હતી, તેમાં પહેલી કુંતી હતી. એ શ્રી કૃષ્ણની ભક્ત હતી. બીજીનું નામ માદ્રી હતું. આ રાણીઓના ગર્ભથી પાંડુ રાજાને પાંચ પુત્રો ઉત્પન્ન થયા. કુંતીદ્વારા યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન તથા માદ્રીદ્વારા નકુળ અને સહદેવ ઉત્પન્ન થયા. ધૃતરાષ્ટ્રનું લગ્ન ગાંધાર રાજાની કન્યા ગાંધારી સાથે થયું. ધૃતરાષ્ટ્ર જો કે મ્હોટો હતો અને તે રાજ્યનો અધિકારી હતો પરંતુ અંધ હોવાથી તેને રાજ્યનો માત્ર થોડો વિભાગ જ આપવામાં આવ્યો. સર્વ રાજ્ય ચલાવવાનો અધિકાર પાંડુને જ મળ્યો હતો. રાજા ધૃતરાષ્ટ્રને ઘણાં સન્તાન હતાં, તે સર્વમાં દુર્યોધન સૌથી જ્યેષ્ઠ પુત્ર હતો. મહાભારતના લેખકે: ધૃતરાષ્ટ્રના પુત્રોને "કૌરવ" અને પાંડુના પુત્રોને "પાંડવ" એ નામથી સંબોધન કર્યું છે.

પાંડવો બાલ્યાવસ્થામાં હતા તે વખતેજ પાંડુ રાજાનો સ્વર્ગવાસ થયો હોવાથી તેઓ પોતાના કાકાના પુત્ર ધૃતરાષ્ટ્ર પાસે રહેતા હતા. પાંડુનો સર્વથી મ્હોટો પુત્ર યુધિષ્ઠિર રાજ્યનો ખરો અધિકારી હોવાથી તેને રાજ્યાભિષેક કરવામાં આવ્યો. રાજ્યનો સર્વ કારભાર, ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી તેનો મ્હોટો પુત્ર દુર્યોધન સંભાળતો હતો. દુર્યોધન સ્વભાવનો અતિ દુષ્ટ હતો. તેણે વિચાર કર્યો કે: જો આપણે કંઈ પ્રયાસ નહિ કરીએ તો સર્વ રાજ્ય કાકાના પુત્રો અને તેની પછી તેના પુત્રોને પ્રાપ્ત થશે, અને પોતાને તથા પોતાના સન્તાનોને તેમની સેવા ચાકરી કરવામાં આયુષ્ય ગાળવું પડશે. એમ વિચારી તેણે પોતાના મિત્રો સાથે સલાહ-મસલત કરી પાંચે પાંડવોને મારી નાંખવાનો પ્રયત્ન કર્યો.

ભીષ્મને મનથી તો બન્ને ભાઇઓના સન્તાન એક સરખાં જ હતાં. યુધિષ્ઠિર અને દુર્યોધનનો સ્વભાવ પણ તે સારી રીતે જાણતો હતો. તે હમેશાં દુર્યોધનને સલાહસંપથી કામ કરવા શિખામણ આપતો. દુર્યોધનને ભીષ્મની ઘણી બ્હીક લાગતી તેથી તે પોતાની મનવાંચ્છના પૂર્ણ કરી શક્યો નહિ. અંતે એવું ઠર્યું કે પાંડવોએ રાજ્યના બીજા વિભાગમાં નિવાસ કરવો.

ભિષ્મની આજ્ઞા થતાં જ પાંડવો બીજા વિભાગમાં નિવાસ કરવા લાગ્યા. પરંતુ દુર્યોધન જેવા દુષ્ટ મનુષ્યે ત્યાં પણ તેમની પુંઠ છોડી નહિ. તેણે લાખનો એક "લાખાગૃહ" બનાવ્યો. ત્યાં પાંડવો નિવાસ કરવા ગયા એટલે તે દુષ્ટે તેને અગ્નિ લગાડી દીધી અને પાંચે પાંડવોને મૃત્યુના મુખમાં ધકેલી

દેવાનો પ્રયત્ન કર્યો ! પરંતુ વિદુરની કૃપાથી પાંડવો તે ઘરમાંથી સહી સલામત જીવતા બહાર નિકળી ગયા. તેઓ કેટલાય દિવસ અરણ્યમાં ફરતા હતા. ફરતા ફરતા તેઓ પાંચાલ દેશમાં આવી પહોંચ્યા. આ સમયે પાંચાલાધિપતિ દ્રુપદ રાજાની કન્યા દ્રૌપદીનો સ્વયંવર થવાનો હતો. ધનુર્વિદ્યામાં અત્યંત પારંગત અર્જુને બાણ ચલાવવામાં કૌશલ્ય બતાવીને સ્વયંવરમાં યશ મેળવ્યો અને દ્રૌપદી સાથે પાંચે પાંડવોનાં લગ્ન થયાં.

પાંડવો સુખરૂપ છે એ સમાચાર દુર્યોધનને મળતાં જ તેણે યુધિષ્ઠિરને જુગાર રમવાની જાળમાં ફસાવવાનો પ્રપંચ રચ્યો. યુધિષ્ઠિરે નવીન રાજ્ય મેળવીને ઐશ્વર્ય સમ્પાદન કર્યું હતું. તેને દુર્યોધને કપટથી બોલાવી જુગારમાં ફસાવ્યો. જુગારમાં યુધિષ્ઠિર સર્વ હારી ગયા. જુગાર રમતી વખતે કરેલી શરત પ્રમાણે પાંડવ અને દ્રૌપદીએ બાર વર્ષ પર્યંત અતિશય કષ્ટ વેઠીને વન–જંગલ સેવન કર્યું. તેરમે વર્ષે વિરાટ રાજાના દરબારમાં વેષ બદલીને અજ્ઞાતવાસમાં પાંડવો પોતાનો સમય વ્યતીત કરતા હતા.

વિરાટ રાજા પાસે અનેક ગાયો હતી. પ્રાચીનકાળમાં ગાય એ મ્હોટી સમ્પત્તિ મનાતી હતી. કારણ કે ગાયોમાંથી દુધ અને ઘી પ્રાપ્ત થતું હતું, તેથી મનુષ્યોનું માનસિક, શારીરીક અને આત્મિક બળ વૃદ્ધિ પામતું હતું. ગાયોનો વિનાશ થવાથી પોતાની હાનિ થાય છે અને ગાયોની વૃદ્ધિ થવાથી પોતાની સમ્પત્તિ વૃદ્ધિ પામે છે એવું પ્રાચીનકાળમાં સમજવામાં આવતું હતું. એ જ કારણથી દુર્યોધને વિરાટ દેશ પર સ્વારી કરી. ભીષ્મ એ દુર્યોધનના સૈન્યનો સેનાપતિ હતો. તેણે ત્રણે

બાજુથી વિરાટનગરને ઘેરો ઘાલ્યો. વિરાટરાજાના રાજકુમાર ઉત્તર સાથે યુદ્ધના રણક્ષેત્ર પર જવાની અર્જુને પ્રથમ જ પરવાનગી માંગી હતી. અર્જુને એટલા ચાતુર્યથી સૈન્યની વ્યવસ્થા કરી હતી અને એટલી કુશળતાથી શત્રૂસૈન્ય ઉપર બાણોની વૃષ્ટિ કરી હતી કે: વિરાટસૈન્યમાં અર્જુન હોવાની ભીષ્મને ખાત્રી થઈ અને તે તેણે દુર્યોધનને કહ્યું પણ ખરૂં. કારણ કે બાણ મારવાની વિદ્યામાં અર્જુન સિવાય બીજો કોઈ નિષ્ણાત નથી એવી ભીષ્મને ખાત્રી હતી. અંતે દુર્યોધનનો પરાજય થયો. તેને પોતાનું સૈન્ય પાછું લઈ પોતાની રાજધાનીમાં ન્હાસી જવું પડ્યું. વિરાટ રાજકુમારને વિજય પ્રાપ્ત થયો અને તે આનંદ–મંગલ પ્રવર્તાવતો પોતાની રાજધાનીમાં આવી પહોંચ્યો. તે જ સમયે પોતાના દરબારમાં પાંચ પાંડુ–પુત્રો પાંડવનું અસ્તિત્વ છે એવી વિરાટરાજની ખાત્રી થઈ. તે જાણી તેમને અતિશય આનંદ થયો. તેમણે પોતાની કન્યા ઉત્તરા નામક કન્યાનાં લગ્ન અર્જુન સાથે કરવાનો નિશ્ચય કર્યો પરંતુ અર્જુને વેશ બદલીને ઉત્તરાને કળાનું શિક્ષણ આપ્યું હતું. પોતાની શિષ્યા સાથે લગ્ન કરવાનું તેને ઉચિત જણાયું નહિ તેથી અભિમન્યુ સાથે તેના લગ્ન કરવાનું નક્કી કર્યું અને મ્હોટા ઠાઠમાઠથી તેનો લગ્નવિધિ સમ્પન્ન થયો.

પાંડવો બાર વર્ષ પર્યંત વનવાસમાં હતા અર્થાત્ આ યુદ્ધ પહેલાં પાંડવો ક્યાં છે તેની ભીષ્મને ખબર જ ન હતી તેમનું શૌર્ય અને સત્ચારિત્રનું સ્મરણ અને તેમની દુઃખદ વાર્તા સાંભળવાથી થવાથી ભીષ્મને ઘણું દુઃખ થયું. ધૃતરાષ્ટ્ર અને તેના પુત્રોએ પાંડવો પ્રત્યે પ્રપંચ કર્યો હતો અને તેમનો રાજ્યાધિકાર તેમણે છિનવી

લીધો હતો તે ભીષ્મપિતા સંપૂર્ણ રીતે જાણતા હતા અને હવે પાંડવો પોતાના બાહુબલથી રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરશે એ પણ ખુલ્લું જ હતું; પરંતુ રાજ્યવંશમાં સર્વથી વડિલ પોતે હતા તેથી શાંતિપૂર્વક એ તકરારનો નિવેડો આવે એવી ભીષ્મની ઇચ્છા હતી. પાંડવ–કૌરવ એ બન્ને ભાઇઓ વચ્ચે યુદ્ધ ન થાય એમ પણ તેમના મનમાં હતું. તેથી ભીષ્મે ધૃતરાષ્ટ્રને કહ્યું કે: "દુર્યોધનને બોલાવી સલાહ આપો કે પાંડવો તમારા ભાઇઓ છે. તેઓ જ રાજ્યના અધિકારી છે. તેમને તેમનું રાજ્ય સોંપી દેવું જોઇએ. તેમ નહિ થાય તો ક્ષત્રીયવીર પાંડવો પોતાના બાહુબલથી રાજ્ય મેળવવાનો પ્રયત્ન કરશે, તેઓ રાજ્ય માટે યુદ્ધ કરશે. એ પછી તેનું શું પરિણામ આવશે તેની કલ્પના કરો." એમ કહીને ધૃતરાષ્ટ્રને શિખામણરૂપે સલાહ આપી.



## ૪—ભીષ્મનો દુર્યોધનને ઉપદેશ

પાંડવો સુખરૂપ હોવાના સમાચાર જોતજોતામાં સર્વત્ર પ્રસરી ગયા. દ્રુપદરાજાને એ સમાચાર મળતાં જ તેમણે પાંડવોને તેડવા માટે પોતાનો દૂત વિરાટની રાજધાની પ્રત્યે મોકલ્યો. વિરાટરાજાની આજ્ઞાથી પાંડવો પણ પાંચાલ દેશ તરફ જવા નિકળ્યા. યદુકુળભૂષણ, નીતિશાસ્ત્રમાં પ્રવીણ, સર્વશ્રેષ્ઠ શ્રી કૃષ્ણે પણ પાંડવોને મળવા માટે પાંચાલ દેશ તરફ ગમન કર્યું. શ્રી કૃષ્ણ પાંડવોને મળ્યા. યુધિષ્ઠિરે તેમને કહ્યું કે: "જુગારમાં હું સર્વ રાજ્ય હારી ગયો છું. હવે રાજ્ય પાછું માંગવું એ મ્હારો ધર્મ નથી. તેમજ તે પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો એ પણ મ્હને ઉચિત જણાતું નથી." એ સાંભળી શ્રી કૃષ્ણે કહ્યું કે: "દુર્યોધને પ્રપંચ કરી તમને જુગારમાં હરાવ્યા છે તેથી તમે જુગાર રમ્યા જ નથી. એવા પ્રપંચી અને કપટીને શિક્ષા કરવી જ જોઇએ.

શ્રી કૃષ્ણની સલાહ સાંભળી યુધિષ્ઠિરને આશ્ચર્ય થયું અને તેમ કરવાની ના પાડી પરંતુ શ્રી કૃષ્ણે તેમને અનેક રીતે સમજાવ્યા અને રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવાની સલાહ આપી. અન્તે તેમણે તેમ કરવાનું સ્વીકાર્યું. તુરત જ દ્રુપદરાજાનો પુરોહિત દૂત તરીકે કૌરવના દરબારમાં મોકલ્યો. દૂતે દુર્યોધનને દ્રુપદરાજાના કહાવેલા સમાચાર સંભળાવ્યા. તેણે કહ્યું કે: "પાંડવો નમ્રતાથી પોતાના રાજ્યનો ભાગ માંગે છે. તેમને હવે પોતાનો રાજ્યભાગ આપવો ઉચિત છે. તેમ નહિ કરો તો પરસ્પર યુદ્ધ થશે અને તેથી તમારો વંશ નષ્ટ થશે. માનવજીવોનો સંહાર થશે અને જનસમાજને ભારે નુકશાન થશે. આપ સંપૂર્ણ વિચાર કરી આપની ઇચ્છા પ્રદર્શિત કરો."

આ સમયે ભીષ્મ પણ કૌરવના દરબારમાં હાજર હતા. તેમણે કહ્યું કે: "પાંડવો સુખરૂપ જીવિત છે એ સમાચાર જાણી અમને અત્યંત આનંદ થાય છે. તેમણે અતિશય કષ્ટ સહન કરીને પણ ધર્મનિષ્ઠાથી વર્ત્તન ચલાવ્યું છે અને તેઓ નમ્રતાથી પોતાનો રાજ્યભાગ માંગે છે. તેમને ધન્ય છે! શું તેઓ યુદ્ધ કરીને પોતાનો રાજ્યભાગ લઈ શકે એમ નથી? અવશ્ય, તેઓ તેમ કરવા સમર્થ છે. તેમનામાં શૌર્ય છે, બુદ્ધિ છે, કળા છે, વીર્ય છે તેમ છતાં તેઓ ધર્મભ્રષ્ટ થવા ચ્હાતા નથી. અર્જુન અતિ શૂરવીર અને બાણાવળી છે. ધનુર્વિદ્યામાં નિષ્ણાત છે. તેની સાથે યુદ્ધ કરી શકે એવો તેના જેવો કોઈ બીજો વીર પુરૂષ મ્હને જણાતો નથી." આટલું સાંભળતાં જ વચમાં મહાવીર કર્ણ બોલી ઉઠ્યો કે: "ભીષ્મ! તમે વૃદ્ધ છો, અને તમારા શરીરની ઇન્દ્રિયો શિથિલ થયેલી જણાય છે. તેથી

જ અર્જુનના શૌર્ય સાથે સરખામણી કરી શકે એવો બીજો કોઈ વીર યોદ્ધો તમને જણાતો નથી. પાંડવો જુગારમાં પોતાનું રાજ્ય હારી ગયા છે તેથી તેમને હવે એક વેંત જેટલી પૃથ્વી પણ મળશે નહિ. યુદ્ધ થશે ત્યારે અર્જુનનું શૌર્ય જણાઈ આવશે."

કર્ણની સલાહ સાંભળી ભીષ્મને મનમાં ઘણું દુઃખ થયું. તેમને ઘણો ક્રોધ ચઢ્યો. ક્રોધને દબાવી શાંતિપૂર્વક ઉત્તર દીધો કે: "કર્ણ ! સ્વયંવરનો દિવસ તું ભૂલી ગયો કે શું ? તે દિવસે ત્હારૂં શૌર્ય અને બાણવિદ્યા તું ક્યાં મૂકી આવ્યો હતો ? ત્યાં આવેલા અનેક બાણાવળી રાજાઓની વચમાં તમારે નીચું મ્હોં કરવું પડ્યું હતું તે કેમ ભૂલી જાય છે ? વિરાટનગર ઉપર તમે ચઢાઈ કરી તે વખતે તમારૂં પરાક્રમ તમે ક્યાં સંતાડી રાખ્યું હતું ? અર્જુનની તીવ્ર બાણગર્જનાથી દુર્યોધનનું સૈન્ય જર્જરિત અને બેહાલ થયું હતું તે વખતે તમારૂં શૌર્ય ક્યાં ગયું હતું ? હું વૃદ્ધ થયો છું તે તો સત્ય છે પરંતુ હું યુદ્ધથી જરા પણ ભયભીત થતો નથી એ તમારે ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ."

ધૃતરાષ્ટ્રે બીજે દિવસે વિચાર કરીને ઉત્તર આપવા કહ્યું. બીજે દિવસે દૂતને ઉત્તર મળ્યો કે: "યુદ્ધ કર્યા સિવાય પાંડવોને એક હાથ જેટલી જગ્યા પણ આપવામાં આવશે નહિ." એ ઉત્તર સાંભળી પાંડવોએ શાંતિપૂર્વક હવે શું કરવું તેનો વિચાર કર્યો. તેમણે શ્રી કૃષ્ણને કૌરવો પાસે મોકલી હજી પણ સલાહ સંપથી પોતાનો રાજ્યભાગ મળે એવો પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. પાંડવોએ શ્રી કૃષ્ણને વિનતિ કરી. શ્રી કૃષ્ણે પણ પાંડવોના દૂત તરીકે કૌરવના દરબારમાં જવાનો નિશ્ચય કર્યો. તેઓ દરબારમાં ગયા. તેમણે ધૃતરાષ્ટ્રને પોતાના આગમનનું કારણ સમજાવ્યું અને કહ્યું :

"ધૃતરાષ્ટ્ર! પાંડવો કોણ છે? તે તમારાજ પુત્રો છે. કૌરવો અને પાંડવો કોઈ જૂદા નથી. તમે વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ છો. બન્ને ભાઈઓને રાજ્યભાગ વહેંચી સલાહ સંપ કરાવી દેશો તો સર્વ શાંતિથી પોતપોતાનું કાર્ય કરશે, નહિ તો યુદ્ધ થયા સિવાય રહેશે નહિ. વિચાર કરો. બન્ને તમારાં જ સંતાન છે."

એ સાંભળી ધૃતરાષ્ટ્ર શાંત બેસી રહ્યો પરંતુ તુરત જ દુર્યોધન બોલી ઉઠયો:

"કૃષ્ણ! યુદ્ધનું મૂળ કારણ તમે જ છો. તમે જ પાંડવોને ઉશ્કેર્યા છે. અમે પાંડવોને રાજ્યમાંથી કંઈપણ ભાગ આપવાના નથી.

ભીષ્મ અત્યાર સુધી સાંભળ્યા કરતા હતા. તેઓ વિચાર મગ્ન હતા. તેમણે દુર્યોધનને કહ્યું:

"દુર્યોધન! તું ત્હારા દુષ્ટ મિત્રોની સંગતિ અને સલાહને લીધે ધર્માધર્મનો વિચાર કરતો નથી તેથી મ્હને ઘણું દુઃખ થાય છે. સ્વાર્થી અને પ્રપંચી મિત્રો હમેશાં મનુષ્યને નઠારે માર્ગે જ દોરી જાય છે. તે અસત્યને સત્ય ઠેરવે છે. અસંભવિતને સંભવિત જણાવે છે. નઠારી સંગતિથી અને નઠારી સલાહથી કેટલાં કેટલાં રાજ્યો અને કુટુંબો પાયમાલ થયાં છે તે ઈતિહાસમાંથી સ્પષ્ટ જોઈ શકાય છે. મ્હારો વિચાર એ છે કે: પાંડવોને તેમનો રાજ્યભાગ મળવો જ જોઈએ. અંતે સત્યનો જય થશે. અસત્યનો પરાજય થશે. શાસ્ત્રમાં કહ્યું છે કે:

**सत्यमेव जयते नानृतं ।**

અસત્યનો જય થયો હોય એવું કદી સાંભળ્યું નથી. તું પોતાના ભાઈઓને મારી અનંત પાપમાં પડશે. તે પાપ કર્યા પછી પણ આ રાજ્ય તું ત્હારી છાતીએ બાંધી જવાનો નથી. અરે ! મૂર્ખ ! અધર્મ અને અન્યાયનો ત્યાગ કર. અધર્મથી જો સમસ્ત પૃથ્વીનું રાજ્ય મળતું હોય તો પણ તેને લાત માર. ત્હેં કપટથી યુધિષ્ઠિરનું રાજ્ય લઈ લીધું અને પાંડવોને વનમાં મોકલ્યા. ત્હેં તેમને અનંત કષ્ટ આપ્યું તે તેમણે શાંતિથી સહન કર્યું, હવે જ્યારે તેઓ નમ્રતાથી પોતાનો રાજ્યભાગ માગે છે ત્યારે તું તેમને યુદ્ધનો ભય બતાવે છે ? ભીમની ગદાનો ભયંકર ઝપાટો તું ભૂલી ગયો કે શું ? તે મહાન્ રણવીર જે વખત ગદા લઈને યુદ્ધભૂમિ પર આવશે તે વખત ત્હારા શરીરનું લોહી ઠરી જાડું થઈ જશે અને તેજ વખત તું મ્હારા શબ્દો યાદ કરશે. યુદ્ધનું નામ છોડી દે. પાંડવો સાથે શત્રુતા કરવી એ કાંઈ સામાન્ય વાત નથી. શ્રી કૃષ્ણે પોતે અહીં આવવાનો પરિશ્રમ કર્યો છે. એમનો હેતુ એવો છે કે : યુદ્ધ થાય નહિ અને શાંતિથી બન્ને ભાઈઓ વચ્ચે સલાહ સંપથી રાજ્યભાગ વહેંચાઈ જાય. સર્વે સુખી થાય પરંતુ તું ત્હારા અહંકારને લીધે અને કર્ણના મિથ્યાભિમાનને લીધે કોઈનું સાંભળતો જ નથી. તું કોઈની શિખામણ માનતો જ નથી ! દુર્યોધન ! શ્રી કૃષ્ણની સમ્મતિ પ્રમાણે કામ કર. તે કોઈનું અનિષ્ટ ઇચ્છતા નથી. તે શાંતિપ્રિય છે. સત્યનો પક્ષ લેનાર છે. ત્હારું કલ્યાણ ઇચ્છતો હોય, હજારો યોદ્ધાઓનાં મૃત્યુ ઇચ્છતો ન હોય તો શ્રી કૃષ્ણ કહે છે તે પ્રમાણે વર્તવું એમાં જ ત્હારું કલ્યાણ છે."

મહાત્મા વિદુરજીએ પણ ભીષ્મના જેવી જ સલાહ આપી. તેમણે કહ્યું :

"શ્રી કૃષ્ણ શાંતિપ્રિય છે, સત્યપ્રિય છે. માટે દુર્યોધન! શ્રી કૃષ્ણની સલાહ ત્હારે માટે ઇષ્ટિદેવપ્રદ છે."

પરંતુ નીતિકારોએ કહ્યું છે કે:

**विनाशकाले विपरीत बुद्धिः।**

મિથ્યાભિમાની હોવાથી અને કર્ણના ચઢાવવાથી દુર્યોધનના મન પર કોઈની શીખામણને સ્થાન મળ્યું નહિ. તેણે ભીષ્મને કહ્યું:

"યુદ્ધના ભયને લીધે જ તમે આવી બાયલા જેવી વાત કરો છો!"

"હું ક્ષત્રિય છું. યુદ્ધ ખેલવાથી હું કંઇ ભય પામતો નથી. યુદ્ધના પરિણામનો મ્હને ભય લાગે છે. જેમ બને તેમ શાંતિથી કામ પરિપૂર્ણ કરવું જોઈએ."

ભીષ્મે દુર્યોધનને ઉત્તર દીધો તે પછી પણ ભીષ્મે તેને ઘણો ઉપદેશ કર્યો પરંતુ તેણે છેવટે ઉત્તર દીધો:

"ભીષ્મ પિતામહ! તમે ગમે તેમ કહો, શ્રી કૃષ્ણ ગમે તેમ કહે, વિદુરજી ગમે તેમ કહે તો પણ એક સોયના અગ્ર ભાગ જેટલી જમીન પણ હું તેને આપવાનો નથી."

થયું! ભીષ્મ અને શ્રી કૃષ્ણના સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા!

ભીષ્મ પિતામહે જો આ સમયે પાંડવોને પોતાનું રાજ્ય ત્યાગ કરવાની સલાહ આપી હોત તો તે અવસ્ય રાજ્ય ત્યાગ કરી દેત, કારણ કે: તેમનાં આચરણ ધર્માનુસાર હતાં. તેઓ પોતાના અને અન્યના કર્તવ્યનો સંપૂર્ણ વિચાર કરવા શક્તિવાન હતા. ન્યાયપૂર્વક વર્તન કરવું એ જ પોતાનું કર્તવ્ય સમજતા હતા અને તેમ કરવામાં પોતાના શરીરની પણ તેઓ પરવા

કરે તેવા ન હતા. પોતાના વડિલોની સલાહ–સમ્મતિ પ્રમાણે વર્તવું એ જ પોતાનો ધર્મ સમજતા હતા.

સર્વને આનંદ આપનાર શ્રી કૃષ્ણનું આગમન પણ નિરર્થક થયું. તેમની સલાહ દુર્યોધને માન્ય કરી નહિ. ભીષ્મ સમજ્યો કે: હવે યુદ્ધ થયા સિવાય રહેશે નહિ. તેથી તેમણે પુનઃ એક વખત દુર્યોધન અને ધૃતરાષ્ટ્રને શિખામણના ચાર શબ્દો કહ્યા અને યુદ્ધમાં સત્યનો જ જય થશે એમ પણ કહ્યું. એટલું જ નહિં પણ યુધિષ્ઠિર ધર્મનિષ્ઠ અને સત્યને ચાહનાર છે એમ પણ સ્પષ્ટ શબ્દોમાં કહી સંભળાવ્યું. અંતે એમ પણ કહ્યું કે:

" દુર્યોધન ! જેઓ વડિલોની શ્રદ્ધાપૂર્વક સેવા કરે છે, જેઓ વડિલોની સલાહ માને છે અને જેઓ સત્ય ધર્માચરણ પૂર્વક જીવન વ્યતીત કરે છે તે યુધિષ્ઠિર, તે પાંડવો સાથે યુદ્ધ કરવું પડશે એ જ મ્હારા અંતઃકરણમાં દુઃખ ઉપજાવે છે."

દુર્યોધન માત્ર હસતો હસતો અને ભીષ્મ પિતામહની મશ્કરી કરતો કરતો ત્યાંથી ચાલ્યો ગયો.

# ૫–ભારતીય યુદ્ધ

વાંચક! તમે મહાભારતના ભયંકર યુદ્ધ સંબંધી તો સાંભળ્યું છે! મહાભારતનાં ગ્રંથમાં ઘણા કથા કહેનાર ચારણ ભાટને મુખેથી મહાભારતના યુદ્ધની કથાઓ સાંભળી છે! અહો! તે યુદ્ધનું કેવું ભયંકર પરિણામ આવ્યું! તે યુદ્ધમાં કેટલા મહાન્ યોદ્ધાઓ મૃત્યુ પામ્યા! એ યુદ્ધનું કેવું દારૂણ પરિણામ આર્યાવર્તને સહન કરવું પડયું! એ યુદ્ધથી આર્યાવર્તનું સર્વ નાશ થવા પામ્યું. ભારતવર્ષ પર અજ્ઞાનતાનું સામ્રાજ્ય પ્રસર્યું. મહાન્ શૂરવીર યોદ્ધાઓ સાથે વિદ્વાન પુરૂષો નાશ પામ્યા અને સર્વ જગત્‌નું સ્વરૂપ બદલાઈ ગયું! માત્ર એક જ દેશના યુદ્ધને લીધે આટલી બધી ક્રાંતિ થઈ ગઈ તેથી તમને આશ્ચર્ય થતું હશે! પરંતુ એમાં આશ્ચર્ય જેવું શું છે? જો તમે પ્રાચીન ઇતિહાસ વાંચ્યો હશે અને સર્વ પ્રાચીન જાતિનાં જીવનવૃત્તાંત જાણવાની ઇચ્છા હશે તો ભારતીય યુદ્ધનું પરિણામ તમારા

સમજવામાં આવ્યું હશે જ. ભારતીય યુદ્ધ થયું ત્યાં સુધી આર્ય ચક્રવર્તિ રાજાઓ ભારતમાં રાજ્ય કરતા હતા અને વૈદિક સંસ્કૃતિની સત્તા સર્વ જગતમાં પ્રચલિત હતી. યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો તે સમયે સર્વ દેશના વિદ્વાન પુરૂષો સંસ્કૃત ભાષામાં જ પોતાનો સર્વ વ્યવહાર ચલાવતા હતા. મહાભારતમાં આ સર્વ વિષયો સંપૂર્ણ લખ્યા છે. મહાભારતનો ઈતિહાસ એક બાજૂએ મુકીએ અને આપણા આર્ય પ્રદેશમાં સુસંસ્કૃત ગણવામાં આવેલી માનવજાતિનો ઈતિહાસ લક્ષપૂર્વક તપાસીએ તો આપણા ધ્યાનમાં આવશે કે તે સર્વ રાજા, વિદ્વાનો અને પ્રજા પોતાને આર્યના વંશ જ કહેવડાવતા હતા. પૂર્વે તેઓ જંગલી હતા પણ તે પછી તેમનામાં સુધારણા થઈ એમ પણ તેઓ પ્રતિપાદન કરે છે. પરંતુ તેમનું એ જંગલીપણું, મહાભારતના યુદ્ધ પહેલાં સેંકડો વર્ષ પૂર્વનું હતું અને તેઓ પોતાનો જે ધર્મ વર્ણવે છે તે ધર્મયુદ્ધ થયા પછી જ ઉદય પામ્યો છે. સર્વ ભાષાના નિષ્ણાત પ્રોફેસર મેક્સમુલરે કહ્યું છે કે: સર્વ ભાષાનું મૂળ સંસ્કૃત ભાષા છે અને તેમાંથી જ જગતની સર્વ ભાષાની ઉત્પત્તિ થઈ છે. ભાષાના ઉદયનો સમય પણ તે પ્રૉફેસરે મહાભારતના યુદ્ધ પછીનો જ જણાવ્યો છે. નિષ્પક્ષપાત બુદ્ધિદ્વારા વિચાર કરતાં જણાઈ આવે છે કે એ યુદ્ધ પછી ભિન્નભિન્ન દેશોમાં ભિન્નભિન્ન રાજ્યની સ્થાપના થઈ. પરંતુ વિદ્વાનોના અભાવને લીધે પ્રાચીન સંસ્કૃતિ કાયમ ટકી શકી નહિ. કારણકે: પરસ્પર એક બીજા સાથે મળવું અને જૂદાજૂદા દેશોમાં પર્યટન કરવું વગેરે અનેક બાબતો ઓછી થઈ ગઈ. તેમ જ જેને જેમ ફાવ્યું તેમ તેમણે ધર્મ સ્વીકારવાનું શરૂ કર્યું. આજે જે જે ભાષાઓ પ્રચલિત છે તે સર્વ શુદ્ધ સંસ્કૃત ભાષામાંથી અપભ્રંશ

થઈને પ્રચલિત થઈ છે. તે ભાષાઓના શબ્દ શુદ્ધ સંસ્કૃત ભાષા સાથે કેટલેક અંશે મળતા આવે છે. જંગલી સ્થીતિમાંથી ઉન્નતિએ પહોંચેલા યુરોપખંડના ભૂષણરૂપ પંડિત ગૅલિલિયોએ "પૃથ્વી ગોળ છે" એવું શોધી કહાડ્યું. પરંતુ પૃથ્વી સંબંધી જ્ઞાનને ભારતીય પ્રજા "ભૂગોળ વિદ્યા" કહે છે. સારાંશ એ છે કેઃ પૃથ્વીમાં જે વિચિત્ર ફેરફાર થઈ રહ્યા છે તે મહાભારતીય યુદ્ધ પછી થયા છે. એમ કહેવું પડશે.

* * * *

પૂર્વ પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે મહાન્ જ્ઞાની શ્રીકૃષ્ણ નિરાશ થઈને પાંડવો પાસે આવ્યા ભિષ્મપિતામહે દુર્યોધનને કરેલો ઉપદેશ નિષ્ફળ ગયો. ત્યારે બન્ને પક્ષ તરફથી યુદ્ધની તૈયારી કરવામાં આવી. એ યુદ્ધની વાતો જોતજોતામાં આસપાસના અનેક રાજાઓમાં પ્રસરી ગઈ. અનેક રાજાઓએ પાંડવોને સહાય કરવાની પ્રતિજ્ઞા કરી. તેમણે પોતપોતાનું સૈન્ય પાંચાલ દેશ તરફ રવાના કર્યું. પાંડવોની પાસે સાત અક્ષૌહિણી સૈન્ય એકત્ર થયું. એ સર્વ સૈન્યનો સેનાપતિ ધૃષ્ટદ્યુમ્નને બનાવવામાં આવ્યો, કૌરવોએ દેશેદેશ પોતાના દૂત મોકલી અગીઆર અક્ષૌહિણી સૈન્ય એકત્ર કરી રાખ્યું હતું. પ્રત્યેક દેશના રાજાઓએ આ યુદ્ધમાં ભાગ લીધો હતો. યુદ્ધવિદ્યામાં નિપુણ એવા મ્હોટા મ્હોટા વિદ્વાન બ્રાહ્મણોએ પણ આ યુદ્ધમાં કૌરવો તરફથી ભાગ લીધો હતો ! કૌરવ સૈન્યના સેનાપતિ ભીષ્મપિતામહ હતા. કર્ણને એ પસંદ ન હતું તેથી તેણે તેનો તીવ્ર વિરોધ કર્યો, તેમ છતાં અનેક રાજસભાસદોના બહુમતને લીધે સેનાપતિનો અધિકાર

ભીષ્મને જ મળ્યો. તેમ થવાથી કર્ણ ગુસ્સે થયો અને સૈન્યમાંથી દૂર થઈ ગયો.

યુધિષ્ઠિરની આજ્ઞાથી ધૃષ્ટદ્યુમ્ને પોતાનું સૈન્ય સમરભૂમિ તરફ લઈ જવાની શરૂવાત કરી. દુર્યોધનની આજ્ઞાથી ભીષ્મે પણ પોતાનું સૈન્ય વ્યવસ્થિત કરી રણક્ષેત્ર તરફ પ્રયાણ કર્યું. કુરૂક્ષેત્રના સુપ્રસિદ્ધ રણમેદાનમાં બન્ને પક્ષના સૈન્યે એકબીજાની સ્હામે છાવણીઓ નાંખી દીધી. એ પ્રસિદ્ધ ભૂમિને હમણાં "થાણેશ્વર" કહેવામાં આવે છે. એ ભૂમિમાં જ્યારે જ્યારે આર્ય રાજાઓએ યુદ્ધ કર્યાં છે ત્યારે ત્યારે બન્ને પક્ષના અનેક વીર યોદ્ધાઓનો નાશ થયો છે. પ્રથમ મહાભારતનું યુદ્ધ થયું તે સમયે ભારતીયોનું ચક્રવર્તી રાજ્ય નષ્ટ થયું. રેતીની ભૂમિના મેદાનમાં રહેવાનો કંટાળો આવ્યાથી શહાબુદ્દિન ઘોરીએ, સ્વર્ગ-સમાન આર્યભૂમિ પર પોતાનું રાજ્ય પ્રતિષ્ઠિત કરવાની ઇચ્છાથી યવનોએ હિંદુસ્તાન પર હલ્લા કરવાની શરૂવાત કરી તે વખત તેની સ્હામે ટક્કર ઝીલવા રાજપૂતવીર પૃથ્વીરાજ ચૌહાણ બીજા રજપૂત રાજાઓ સહિત એ જ રણભૂમિ ઉપર આવી પહોંચ્યો હતો. જે ભાઈઓના શત્રુત્વને લીધે મહાભારતના યુદ્ધમાં સર્વ-નાશ થયો તેજ ભ્રાતૃભાવે આ સમયે પણ વિશ્વાસઘાત કરી ભારતભૂમિનું અવશેષ વૈભવ નષ્ટ કરી નાંખ્યું! તે પછી હિંદુસ્થાન ઉપર યવનોનું રાજ્ય સ્થપાયું. હ. મહંમદ સાહેબના પંથની અર્ધ ચંદ્રાકાર ધ્વજા જ્યાં ત્યાં ફરકવા લાગી. એમ કેમ ન બને? એમ થવું જ જોઈએ. ભ્રાતૃભાવનું સ્વાભાવિક પરિણામ એવું જ આવે છે! પાંચ શતક પછી ભારતભૂમિના સદ્દભાગ્યે છત્રપતિ શિવાજી મહારાજ ઉદય પામ્યા. તેમણે ગૌબ્રાહ્મણ

પ્રતિપાલકનું બિરદ મેળવી પોતાનું રાજ્ય સ્થાપન કર્યું અને દિગ્દિગંતમાં પોતાનો કીર્તિધ્વજ ફરકાવી સ્વર્ગ પ્રાપ્તિ કરી. ત્યારપછી હિંદુધર્માભિમાની મનુષ્યો શસ્ત્ર અસ્ત્ર યુક્ત થયા. તેઓ સ્વાતંત્ર્ય સુખનો અનુભવ લેવા લાગ્યા, પરંતુ ધન્ય ભ્રાતૃભાવ! ધન્ય ત્હને! હજી પણ ત્હેં અમારો પિચ્છો છોડયો નથી! ત્હારે લીધે જ સ્વાતંત્ર્ય સુખ અમને કેવળ સ્વપ્નવત્ થઈ પડયું છે. અહમદશા અબ્દાલીએ એજ રણક્ષેત્રમાં પુનઃ યુદ્ધ કર્યું તેજ સમયથી ભારતીય પ્રજાની ભાવિ આકાંક્ષાનાં અંકૂર બળી ભસ્મ થઈ ગયા !

* * * *

પાંડવ કૌરવ બન્ને પક્ષનું સૈન્ય યુદ્ધ માટે સજ્જ થયું. વીર યોદ્ધાઓએ શસ્ત્રો ઉંચક્યાં. બન્ને પક્ષના રાજાઓ શંખ-ધ્વનિ વડે હર્ષનાદ કરવા લાગ્યા. શંખધ્વનિ વડે આકાશ કમ્પા-યમાન થયું. ધૃષ્ટદ્યુમ્નના સૈન્યે અચલ વ્યૂહરચના કરી. તેણે પોતાના સૈન્યને પોતાનું કર્તવ્ય પાલન કરવાનો ઉપદેશ દીધો. બીજી તરફ ભીષ્મપિતામહ શ્વેત અશ્વ ઉપર સ્વાર થઈ, શ્વેત વસ્ત્ર અને શ્વેત શસ્ત્ર ધારણ કરી પોતાના સૈનિક વીર યોદ્ધા-ઓને પ્રોત્સાહન આપવા લાગ્યા. તેમની નાભિપ્રદેશ પર્યંત લટ-કતી શુભ્ર દાઢી વીર યોદ્ધાઓને સ્વધર્મ પાલન કરવાનો જાણે ઉપદેશ આપી રહી હતી. પોતાના વીર પુરૂષોનો ઉત્સાહ વધારવા માટે ભીષ્મ તેમને ક્ષત્રિય ધર્મનો ઉપદેશ દઈ રહ્યા હતા. આ પ્રમાણે બન્ને પક્ષના યોદ્ધાઓ યુદ્ધને માટે સંપૂર્ણ રીતે તૈયાર થઈ પોતાના સેનાપતિની આજ્ઞા સાંભળવાની વાટ જોતા હતા. એટલામાં જ પાંડવ પક્ષના રાજા યુધિષ્ઠિર પોતાના રથમાંથી

નીચે ઉતરી કાંઈપણ બોલ્યા વગર કૌરવ સૈન્ય તરફ ગમન કરવા લાગ્યા. સર્વ મનુષ્યો આશ્ચર્યપૂર્વક તેમના સ્હામે જોઈ રહ્યા હતા. તેઓ વિચાર કરતા હતા કે: શત્રુપક્ષના વીર યોદ્ધાઓ રક્તપિપાસાને તૃપ્ત કરવા પોતાનાં ખડ્ગ ચમકાવતા સ્હામે ઉભા રહ્યા છે. તે સમયે મહારાજા યુધિષ્ઠિર એક પણ શસ્ત્ર લીધા વગર એકલા શાંતચિત્તે કૌરવપક્ષમાં શા માટે ચાલ્યા જાય છે! સર્વ યોદ્ધાઓ સમજ્યા કે: કૌરવ સૈન્યથી ભય પામી યુધિષ્ઠિર રણાંગણમાંથી પીછેહઠ કરવાનો વિચાર કરે છે! એકે એમ પણ કહ્યું:

"યુધિષ્ઠિરને યુદ્ધનો ભય લાગવાથી તે કૌરવોને શરણે થવા માટે તેમની પાસે જાય છે!"

પરંતુ સત્ય શું છે તે તો યુધિષ્ઠિર મહારાજ પોતે જ જાણતા હતા.

યુધિષ્ઠિરને કૌરવ સૈન્ય તરફ જતાં જોઈ ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ, એ ચારે બંધુઓએ તેમની પાસે જઈ પોતે ક્યાં જાય છે અને શા કારણથી જાય છે તે પૂછ્યું: પરંતુ ધર્મરાજાએ તેમને કાંઈ પણ ઉત્તર નહિં આપતાં ગુપચુપ કુરૂ-સૈન્ય તરફ ચાલવા માંડ્યું. તેઓ એ ભીષ્મપિતામહની નજીક જઈ તેમના ચરણ ઉપર મસ્તક મૂકી કહ્યું:

"હે અપરાજિત મહાપુરૂષ! અમારે તમારા વિરૂદ્ધ આ યુદ્ધમાં લડવું પડે છે તેને માટે આજ્ઞા આપો. અમને જય પ્રાપ્ત થવામાં તમારો આશીર્વાદ મળવો જોઈએ."

ભીષ્મે સ્મિત હાસ્યભરિત મુખમુદ્રાએ ઉત્તર દીધો:

"તમારા આવવાથી મ્હને અતિશય આનંદ થયો છે. તમે આનંદપૂર્વક યુદ્ધ કરો. તમને અવશ્ય જય પ્રાપ્ત થશે. હવે તમને બીજી કોઈ ઈચ્છા છે? મ્હને નિવેદન કરો. હું કૌરવના રાજ્યમાં હોવાથી તેમજ તેનું અન્ન મારા પેટમાં હોવાથી મ્હારે કૌરવોના તરફથી રણ સંગ્રામમાં ઉતરવું પડે છે તથાપિ યુદ્ધમાં જય તો તમને જ મળશે એ તમે ખાત્રીથી માનજો."

યુધિષ્ઠિરે નમ્રતાથી કહ્યું:

"મ્હને જય પ્રાપ્ત થાય તે માટે તમે ઈશ્વરની પ્રાર્થના કરો એટલી જ મ્હારી વિનતિ છે. તમને તમારા કર્તવ્યમાંથી ભ્રષ્ટ કરવાની મ્હારી ઈચ્છા નથી."

ભીષ્મે કહ્યું:

"રાજા યુધિષ્ઠિર! ત્હારે જે માંગવું હોય તે માંગ! હું તને આશિર્વાદ દેવા તૈયાર છું."

**યુધિષ્ઠિર**: "આપને બે હાથ જોડી હું નમ્ર પ્રાર્થના કરૂં છું કે: કૌરવો સાથેના યુદ્ધમાં તેમનો કેવી રીતે પરાજય કરવો તે મ્હારા કલ્યાણને માટે મ્હને કહો."

**ભીષ્મ**: "યુધિષ્ઠિર! દેવ અથવા અસુર, એ બન્નેમાંથી કોઈ પણ મ્હારો પરાજય કરવા સમર્થ નથી."

**યુધિષ્ઠિર**: "તો પછી યુદ્ધમાં મ્હને શી રીતે જય પ્રાપ્ત થશે તેનો આપ જ વિચાર કરો."

**ભીષ્મ**: વારૂ. પુનઃ બીજા કોઈ સમયે તેનો વિચાર કરીશું. તું મ્હને ફરીથી મળજે. હમણાં તો તું નિશ્ચિંત ચિત્તે યુદ્ધની પ્રવૃત્તિ કર."

યુધિષ્ઠિર પાછા ફર્યા અને પોતાના સૈન્યમાં જઈ રથ ઉપર આરૂઢ થયા તેમજ ધૃષ્ટદ્યુમ્નને યુદ્ધ શરૂ કરવાની આજ્ઞા આપી.

એ યુદ્ધ અરાડ દિવસ પર્યંત ચાલ્યું હતું. ભીષ્મપિતામહ દશ દિવસ પર્યંત રણક્ષેત્રમાં ઘૂમીને શત્રુ સૈન્યનો ઘાણ કાઢતા હતા. તેમણે પ્રથમ દિવસે જ બાણનો વર્ષાદ વર્ષાવી પાંડવ સૈન્યને ગભરાવી નાંખ્યું. અર્જુન અને ભીમે તેમનો રથ ભાંગી કટકા કરી ઘોડાને સખ્ત રીતે ઘાયલ કરી દીધો. આ સમયે ભીષ્મે પૃથિવી ઉપર ઉભા રહીને એવા કૌશલ્યથી બાણનો મારો ચલાવ્યો કે જેથી પાંડવોના સૈન્યમાં હાહાકાર વર્તાઈ રહ્યો! પહેલે દિવસે જ પાંડવોના શ્વેત અને શંખ નામક બે મહારથીઓને ભીષ્મે યમદ્વારમાં પહોંચાડી દીધા! સંધ્યા સમયે વિશ્રાંતિ લેવા માટે બન્ને પક્ષના સૈનિકો પોતપોતાની છાવણીમાં ગયા તે વખતે પોતાના મહારથીઓના મૃત્યુ સમાચાર સાંભળી ધર્મરાજને ઘણું દુઃખ થયું. શ્રીકૃષ્ણે તેમને શાન્તવન આપતાં વારંવાર કહ્યું કે: "ધર્મરાજ! ચિન્તા ન કરો. અન્તે તમારો જ જય છે! તમારૂં યુદ્ધ એ તો ધર્મ-યુદ્ધ છે. ધર્મનો અંતે જય જ થાય છે. તમારો પણ જય થશે."

પરંતુ ભીષ્મનું અપૂર્વ યુદ્ધ કૌશલ અને બુદ્ધિ-શક્તિનું સ્મરણ થવાથી યુદ્ધમાં જય પ્રાપ્ત થવો ધર્મરાજાને અસંભવ જણાવા લાગ્યો.

બીજે દિવસે ભીષ્મપિતામહ રણક્ષેત્રમાં આવ્યા કે તુરત જ અર્જુને એકસરખી બાણની વૃષ્ટિ શરૂ કરી. તેમાં ભીષ્મપિતામહને બાણ વાગતાં જ તેમના શરીરમાંથી રક્તધારા વહેવા

લાગી અને તેમના શસ્ત્ર—અસ્ત્ર છિન્નભિન્ન થઈ ગયાં. ધર્મનિષ્ઠાવાળા મનુષ્યો ગમે તે સ્થિતિમાં હોય તો પણ તે પોતાનું કર્ત્તવ્ય ત્યજી દેતા નથી. જૂઓ તો ખરા! કર્ત્તવ્ય બંધનમા બંધાયલો એક સગો, વૃદ્ધ દાદા સાથે યુદ્ધ કરીને તેમનું મસ્તક ધડથી જૂદું થવાનો માર્ગ જોઈ રહ્યો છે! તે ગમે તેમ હો પણ અર્જુન જેવો વીર યોદ્ધો યુદ્ધમાં સર્વોપરિ નિપુણ હોવા છતાં આજે પણ પાંડવોના ઘણા વીર યોદ્ધાઓ મૃત્યુ વશ થયા અને કૌરવોનો જ આજે જય થયો. ત્રીજે દિવસે પાંડવોએ યુદ્ધમાં એવું અદ્દભૂત સામર્થ્ય અને ઉત્સાહ દર્શાવ્યો કે જેથી કૌરવ—સૈન્ય અતિશય ગભરાઈ ગયું! ભીમની ગદાના આઘાતથી મસ્તક જૂદાં થયલાં અનેક યોદ્ધાઓનાં ધડ આમતેમ ન્હાસવા લાગ્યાં! એ જોઈ દુર્યોધન ભયભીત થયો. તેણે ભીષ્મ પાસે જઈ કહ્યું કે: "તમે જીવિત હોવા છતાં કૌરવ સૈન્યની આવી દુરાવસ્થા થાય તે અતિ શોચનીય છે! ભીમે આપણા પક્ષના અનેક યોદ્ધાઓને મૃત્યુ વશ કરી દીધા છે તેમ છતાં તમે કંઈપણ શૌર્ય અને પરાક્રમ દર્શાવતા નથી તેથી તમે તેમનો પક્ષપાત કરો છો એમ મ્હને લાગે છે! જો તમારે પાંડવોની સ્હામું યુદ્ધ ન કરવું હોય તો તેવું મ્હને સ્પષ્ટ કહી દો અને મ્હારો વિનાશ અટકાવો. તમારી એ ઈચ્છા મ્હને યુદ્ધ કરતાં પહેલાં દર્શાવી હોત તો હું વિચાર કરીને જ આ કામમાં પ્રવૃત્ત થાત."

દુર્યોધનના શબ્દો સાંભળી ભીષ્મે હાસ્ય કર્યું અને કહ્યું કે: "હે રાજન્! પાંડવો સાથે યુદ્ધ કરવા મ્હેં તને પ્રથમ જ ના કહ્યું હતું. તેઓ શૂરવીર, પરાક્રમી યોદ્ધા અને ધનુર્વિદ્યાકુશળ છે એમ પણ જણાવ્યું હતું તેઓ ધર્મનિષ્ઠાપૂર્વક વર્તન

ચલાવે છે તેમ છતાં હું ત્હારે માટે યથાશક્ય યુદ્ધ કરૂં છું." એટલું કહીને તેઓ પોતાનું ધનુષ્ય હાથમાં લઈ સુવર્ણનાં બાણ ચઢાવી સૈન્યમાં જઈ પાંડવોના સૈન્યને જર્જરિત કરવા લાગ્યા. એ બાલ બ્રહ્મચારીના બાણનો વર્ષાદ વર્ષવાથી પાંડવોના સૈન્યનો કચ્ચરઘાણ નિકળવા લાગ્યો! એ જોઈ શ્રીકૃષ્ણે અર્જુનને આજ્ઞા કરી કે: "તું આગળ જઈ ભીષ્મ સાથે યુદ્ધ કર નહિં તો આજે શત્રુઓનો જ વિજય થવાનો સંભવ છે. ભીષ્મને મારવાની ત્હેં પ્રતિજ્ઞા લીધી છે માટે તું આગળ જઈ તેની સાથે જ યુદ્ધમાં પ્રવૃત્ત થા."

અર્જુને અતિ ચાતુર્યપૂર્વક ભીષ્મની સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. ભીષ્મના મૂકેલા આગ્નેયાસ્ત્રને લીધે પાંડવોનું સૈન્ય આમતેમ ન્હાસતું હતું તેજ વખતે અર્જુને વરૂણાસ્ત્ર મૂકીને આગ્નેયાસ્ત્રનું બળ નરમ કરી દીધું. ત્યાર પછી ધનુષ્યની દોરી ખેંચી એક સુવર્ણમુખ બાણ છોડી તેણે ભીષ્મનું ધનુષ્ય ભાંગી નાંખ્યું! અર્જુનનું પરાક્રમ જોઈ ભીષ્મને અતિશય આશ્ચર્ય થયું. તેમણે હર્ષયુક્ત મુખે કહ્યું કે: "ધન્ય છે અર્જુન! ધન્ય છે ત્હને! ત્હારૂં શૌર્ય જોઈ હું પ્રસન્ન થયો છું. હવે તું આગળ આવ અને મ્હારી સાથે નિર્ભય ચિત્તે યુદ્ધ કર." બન્ને યોદ્ધાઓ બાણનો એક સરખો વર્ષાદ વર્ષાવતા હતા અને એક બીજા પર ધસી ધસીને પરસ્પરનાં બાણ તોડી નાંખતા હતા. યુદ્ધ કરતાં કરતાં અર્જુન થાકી ગયો પરંતુ ભીષ્મના બાણનો મારો એક સરખો જ ચાલતો હતો. અર્જુનને થાક લાગેલો જોઈ શ્રીકૃષ્ણે પાંડવ વીરોને અર્જુનની સહાય માટે બોલાવ્યા. સાત્યકી અને પ્રદ્યુમ્ન નામક બે કુશળ વીર યોદ્ધાઓ અર્જુનની

સહાય માટે દોડી આવ્યા. તેમણે યુદ્ધમાં અતિશય શૌર્ય બતાવ્યું. રક્તની સરિતા વહેવા લાગી. બન્ને પક્ષના ઘણા વીર યોદ્ધાઓ રણક્ષેત્રમાં હમેશને માટે શયન કરી ગયા. ભીષ્મનો ઉત્સાહ જેવો ને તેવો જ હતો. પરંતુ અર્જુનને થાકી ગયલો જાણી શ્રીકૃષ્ણે બીજા યોદ્ધાઓને તેની સહાયતા માટે બોલાવ્યા. તેમણે પણ ઘણું પરાક્રમ કરી બતાવ્યું પરંતુ ભીષ્મની સાથે યુદ્ધ કરવું અતિ કઠિન થઈ પડયું. પાંડવ સૈન્ય ભયભીત થઈ પાછું હઠવા લાગ્યું. એવી વિકટ પરિસ્થિતિ જોઈ શ્રીકૃષ્ણ રથમાંથી નીચે ઉતર્યા અને યુદ્ધ કરવા પોતે જ સજ્જ થયા. તેમણે ધનુષ્યની દોરી ચઢાવી. શ્રીકૃષ્ણના ધનુષ્યનો ટંકાર ધ્વનિ સાંભળી અને પોતાની સ્હામે યુદ્ધમાં શ્રીકૃષ્ણ ભગવાન પોતે જ ઉભા છે એ જોઈ ભીષ્મને અતિશય આનંદ થયો. તેમણે કહ્યું: "ધન્ય છે! ધન્ય છે! મ્હને આપની સાથે યુદ્ધ કરવાની તક મળી એ ખરેખર મ્હારૂં સદ્‌ભાગ્ય જ છે! તમારે હાથે મૃત્યુ થાય એ અતિશય આનંદની વાર્તા છે! તમારી સાથે સંગ્રામ કરવાથી દશેદિશાએ કીર્તિ પ્રાપ્ત કરવા જેવો સુવર્ણ યોગ છે. આવો! ભગવાન! મ્હારી સામે આવો અને તદ્દન ખુલ્લા મનથી મ્હારી સાથે યુદ્ધ કરો."

ભીષ્મનું ઉપરોક્ત આવાહન સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે: "તમારો જ પ્રથમ વધ થવાની આવશ્યકતા છે; કારણકે તમે જ દુર્યોધનને પ્રપંચી વર્તણુંક ચલાવતાં વાર્યો નથી. પોતાના ભાઈઓ સાથે અધર્માચરણ કરતાં તમે જ તેને રોક્યો નથી. ક્ષાત્ર ધર્મ પ્રમાણે સત્યનિષ્ઠાથી તમે જ તેને ચળાવ્યો છે અને બંધુધર્મ પ્રમાણે વર્તવાનું તમે જ તેને શિખવ્યું નથી. તમે

બાલબ્રહ્મચારી, સત્યનિષ્ઠ, અને ધર્મનિષ્ઠ અને ક્ષાત્રધર્મ પ્રમાણે અનીતિનું કોઈ પણ કામ કરો એવા નથી. માટે હવે તો સત્યની વ્હારે ચડવું એજ મ્હારો ધર્મ છે. દુર્યોધનને તેનાં પાપકર્મનું ફળ આજે જ મળશે! તમારા જેવો સત્યનિષ્ઠ પુરૂષ તેને સહાય કરે છે એ દુઃખની વાત છે."

એ સાંભળી ભીષ્મે કહ્યું: "હે ભગવાન્! એમાં મ્હારો કાંઈ પણ અપરાધ નથી. મ્હેં તો દુર્યોધનને ઘણી શિખામણ આપી હતી. મ્હેં તો તેનો બંધુધર્મ અને ધર્મકર્તવ્ય સંબંધી ઘણો ઉપદેશ કર્યો હતો, સત્યનો જય અને પાપનો ક્ષય એ પણ સમજાવ્યું હતું પણ તે રાજ્ય લોભીએ મ્હારો એક પણ શબ્દ સાંભળ્યો નહિ. મ્હારી શિખામણ તેને ગળે ઉતરી નહિ. મ્હેં અત્યાર સુધી કૌરવોનું અન્ન ગ્રહણ કર્યું છે. તે મ્હારા અન્નદાતા છે. જો મ્હેં તેને આ પ્રસંગે સહાય ન કરી હોત તો હું અન્નદ્રોહી (નિમકહરામ) કહેવાત. મ્હને કૃતઘ્નપણાનું કલંક લાગત, માટે જ મ્હારે ન છૂટકે ઇચ્છા વગર યુદ્ધમાં ઉતરવું પડયું છે."

શ્રીકૃષ્ણે ઉત્તર દીધો: "તમારૂં એ કહેવું સત્ય છે પરંતુ જ્યારે તમારી શિખામણ માની નહિ ત્યારે તમારે તેમાંથી નિવૃત્ત થવું જોઇતું હતું. તમે તેમ ન કર્યું માટે તમારો જ વધ થવો ઉચિત છે." એમ કહી શ્રીકૃષ્ણ ભગવાન યુદ્ધ કરવા તત્પર થયા.

મહાવીર અર્જુને તેમનો હાથ પકડી કહ્યું કે. "પ્રભો! તમે યુદ્ધમાં ઉતરશો નહિ. હું અવશ્ય ભીષ્મનો વધ કરીશ. હવે

હું મંદ ગતિએ યુદ્ધ કરીશ નહિ, પણ મ્હારામાં જેટલું બળ અને કૌશલ હશે તે સર્વ એકત્ર કરીને અપૂર્વ જુસ્સાથી યુદ્ધ કરીશ. સર્વ કૌરવોનો અને ભીષ્મનો વધ કરી મ્હારા ધર્મનિષ્ઠ જ્યેષ્ઠબંધુ યુધિષ્ઠિરનો રાજ્યસિંહાસન ઉપર રાજ્યાભિષેક કરીશ. હું વિરાટ નગરમાં હતો તે વખતે જ મ્હેં એવી પ્રતિજ્ઞા કરી છે. હું મ્હારી તે પ્રતિજ્ઞા હવે પૂર્ણ કરીશ. તમે ધનુષ્ય નીચે મૂકો અને શાંતિથી મ્હારા માર્ગદર્શક થાઓ."

અર્જુનની વિનતિથી શ્રીકૃષ્ણ ભગવાને ધનુષ્ય પૃથિવી ઉપર મૂકી દીધું અને પુનઃ તે અર્જુનના રથ ઉપર ચઢી ગયા. તેઓ તેમના સારથી જ હતા. બન્ને પક્ષ વચ્ચે પુનઃ ઘનઘોર રણસંગ્રામ શરૂ થયું. સ્થળે સ્થળે મડદાંના ઢગલા પડ્યા! સંધ્યાકાળ થવાથી બન્ચે સૈન્ય પોતપોતાના તંબુમાં ચાલ્યાં ગયાં. આજે પણ કૌરવોનો વિજય થયો હતો. ચોથે દિવસે ભીમે પોતાની ગદાના પ્રહાર વડે કૌરવોના સૈન્યનો ખૂબ સંહાર કરવા માંડ્યો. તે બેભાન થતાં સુધી પોતાની ગદા એક સરખી ફેરવતો હતો. તેનું ભયંકર સ્વરૂપ અને પ્રબળ પરાક્રમ જોઈને કૌરવની સેના ભયભીત થઈ આમતેમ ન્હાસવા લાગી. એ જોઈ દુર્યોધન ભીમની સાથે યુદ્ધ કરવા માટે તેની સ્હામે આવ્યો. અન્નને માટે વ્યાકુળ બનેલો સિંહ જેમ ભક્ષ ઉપર એકદમ તરાપ મારે છે તેમ ભીમે દુર્યોધન ઉસર સત્વર તરાપ મારી. ભીમ અને દુર્યોધન વચ્ચે ખુબ યુદ્ધ થયું. બન્નેએ ગદા ધારણ કરેલી હોવાથી સંગ્રામ વિશેષ તેજસ્વી થયું હતું. દુર્યોધનનો ભાઈ તેની સહાય માટે દોડી આવ્યો. તેમ છતાં ભીમ બ્હી નહિં જતાં તેણે એક સપાટે દુર્યોધનના ભાઈનું માથું ધડથી જૂદું કરી નાંખ્યું. પોતાના

ભાઈની એ દુર્દશા જોઈ તેનો મહારથી શલ્ય દુર્યોધનનું રક્ષણ કરવા દોડી આવ્યો. તેણે ભીમ ઉપર દ્રષ્ટિ રાખી એક એવું બાણ માર્યું કે જેથી તે મૂર્છિત થઈ પડ્યો, પરંતુ થોડીવારમાં જ તે ઉભો થયો અને સિંહગર્જના કરતો આગળ ધસ્યો. ભીમની ગર્જના સાંભળી સાત્યકી પણ તેની સહાયતા માટે તેની પાસે આવ્યો. તે બન્નેએ કૌરવ સૈન્યને મરણશરણ કરવા માંડ્યું. તેમણે ધૃતરાષ્ટ્રના પાંચ પુત્રોને મૃત્યુ વશ કર્યાં અને દુર્યોધન તથા શલ્ય ઉપર બાણની વૃષ્ટિ કરવા માંડી. એ સ્થીતિ જોતાં જ ભીષ્મે કેટલાક કૌરવપક્ષના વીર યોદ્ધાઓને તેમના સંરક્ષણ માટે મોકલ્યા. તેઓ પણ તેની સહાય માટે આવી પહોંચ્યા. દુર્યોધને પાંડવોના વિજયનું કારણ ભીષ્મને પૂછ્યું અને આપણે શા કારણથી આ પ્રમાણે પરાજય મેળવીએ છીએ તે પણ પૂછ્યું. ભીષ્મપિતામહે ઉત્તર દીધો કે: “જે મનુષ્યો ન્યાયપૂર્વક અને ધર્મનિષ્ઠાથી યુદ્ધ કરે છે તેઓ પ્રાણદાન કરવાના અપૂર્વ જુસ્સાથી રણસંગ્રામમાં યુદ્ધ કરે છે. ધર્મરાજાના પક્ષના સૈનિકો સારી પેઠે જાણે છે તેઓ ધર્મ માટે યુદ્ધ કરે છે અને ઈશ્વરની આજ્ઞાથી જ દુષ્ટોને શિક્ષા આપવા માટે જ પ્રાણ આપી રહ્યા છે. વળી ધર્મનો ઉપદેશ કરનાર સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણ તેમના પક્ષમાં છે. તેમની સલાહ અને સહાયતાથી જ તેઓ યુદ્ધ કરે છે. જેને ભગવાનની સહાયતા હોય તેનો પરાજય થાય જ નહિ. તેને વિજય જ પ્રાપ્ત થાય છે, તેથી તેઓ શા માટે આ પ્રકારનું યુદ્ધ કરે નહિં?”

તે દિવસે યુદ્ધમાં કૌરવ પક્ષનો પરાજય જોઈ ભીષ્મ ચાં દોડતા જઈ યુદ્ધ કરવામાં પોતાનું પરાક્રમ બતાવી શક્યા

હોત પરંતુ તે દિવસે કૌરવ સૈન્યને અતિશય નુકસાન થયું હતું એ જોઈ દુર્યોધનને ઘણો જ શોક થયો. અંતે અતિ ખિન્ન થઈ વ્યગ્રચિત્તે ભીષ્મ સમક્ષ જઈ નેત્રમાં અશ્રુ સહિત પૂછ્યું કે: " મ્હારો જય કેવી રીતે થાય તે બતાવો. "

ભીષ્મે ઉત્તર દીધો: " રાજન્! પ્રથમ જ મ્હેં તમને યુદ્ધનું પરિણામ કેવું આવશે તે કહ્યું હતું. હવે તમે તમારો આગ્રહ ત્યજી દો અને પાંડવો સાથે સલાહ કરો. તેમ નહિં કરો તો તમારા પિતાના વંશનો નાશ થશે. તમને મ્હેં કેટલીએ વખત સમજાવ્યા પરંતુ મ્હારી શિખામણ તમે સાંભળી નહિ. તમે પાંડવોને અતિશય ત્રાસ આપ્યો છે અને તેમનું અપમાન પણ તમે હદ ઉપરાંત કર્યું છે. હવે તે તમારા ભાઈઓને જીવતા કેમ રાખશે? તમે તમારા કર્મનાં ફળ ભોગવો છો. હજી પણ સમય છે. તમે મ્હારી શિખામણ માનો. સત્ય તેમના પક્ષમાં છે એ ધ્યાનમાં રાખજો. "

" सत्यम् बलम् महाबलः ! "

" સત્ય એ એક મહાન્ શક્તિ છે. સત્યનો પરાજય કરવો અત્યંત કઠિન છે. સત્યનો સદા વિજય જ થાય છે એ ધ્યાનમાં રાખજો. "

દુર્યોધન ગુપચુપ ત્યાંથી ઉઠી ચાલતો થયો. પાંચમે, છઠ્ઠે અને સાતમે દિવસે યુદ્ધ ખૂબ જોરથી ચાલ્યું. ભીષ્મે પોતાની તલવાર વડે કેટલાએ રાજકુમારોનાં મસ્તક તેના ધડથી જૂદાં કરી નાંખ્યાં અને પાંડવ-સૈન્યનો નાશ કરવાની શરૂઆત કરી. આ સમયે જાણે પૃથ્વીના ગર્ભમાંથી જ્વાળામુખી પર્વત,

ઉકળતો લ્હાવારસ બહાર વહેવડાવી સર્વ પદાર્થ અને સર્વ જીવોનો નાશ કરતો હોય એમ જણાતું હતું. કૌરવોની બાણુ-વર્ષામાં અર્જુન અને સાત્યકીની બાણુવર્ષાએ વિઘ્ન નાંખ્યું, તેમ જ ધૃષ્ટદ્યુમ્ને અર્જુન સાથે ઉભા રહી કૌરવ સૈન્યનો સંહાર કરવાનું શરૂ કર્યું. આ પ્રમાણે યુદ્ધ ચાલતું હતું એટલામાં સન્ધ્યા સમય થયો. બન્ને પક્ષના સૈનિકો પોતપોતાની છાવણીમાં વિશ્રાંતિ માટે ચાલ્યા ગયા.

આઠમે દિવસે પાંડવોએ પોતાના સૈન્યની એક વિલક્ષણ પ્રકારે વ્યૂહરચના કરી અને ભીમને તેનો મૂખ્ય સેનાપતિ બનાવ્યો. ભીમે સર્વ સૈનિકોને ઉચિત બોધ આપ્યો અને વ્યવસ્થિત બનાવ્યા. ત્યાર પછી તે પોતાની ગદા ફેરવવા લાગ્યો. તે સમયે કૌરવનો કોઈપણ વીર સૈનિક તેની સ્હામે ટકી શકયો નહિ! સર્વ કૌરવ સૈન્ય ગભરાઈ ગયું. ભીષ્મપિતામહ જે સમયે ભીમની સમક્ષ આવ્યા તે વખતે ભીમે પોતાની ગદાના એક જ ઝપાટે તેના સારથીને મારી નાંખ્યો. તેમ થવાથી રથના ઘોડા ભયથી ઉછળ્યા અને તેઓ ભીષ્મનો રથ રણભૂમિ ઉપરથી ઘણે વેગળે લઈ ગયા. હવે ભીમને ઉત્તમ અનુકૂળ તક મળી. જેમ જંગલમાં રાત્રિએ નિશાચરો નિશ્ચિંત જીવે ફરે છે અને શાંતિથી પોતાનો શિકાર મેળવે છે તે પ્રમાણે ભીમે નિશ્ચિંત જીવે કૌરવ સૈન્યમાં આમતેમ પોતાની ગદાના પ્રહારો ઝાપટવા માંડ્યા. તેના પ્રહારથી અસંખ્ય સૈનિકો ભૂમિવશ થયા. ભીમે ધૃતરાષ્ટ્રના નવ પુત્રોને યમરાજને સ્વાધિન કર્યા અને દુર્યોધનને પણ મૂર્છિત કરી દીધો! દુર્યોધનને જ્યારે થોડું ભાન આવ્યું ત્યારે તે ભીષ્મની પાસે ગયો અને યુદ્ધની હકિગત નિવેદન કરવા લાગ્યો. તેણે કહ્યું કે:

"તમે તો રણભૂમિમાંથી ચાલ્યા આવ્યા છો પરંતુ ત્યાં તો ભીમે પોતાની ગદાના પ્રહારથી આપણા કૌરવ સૈન્યનો સંહાર કર્યો છે. હવે મ્હારો કંઈ ઉપાય ચાલતો નથી. હવે શું કરવું તે પણ મ્હને સૂઝતું નથી.!'

ભીષ્મે ઉત્તર દીધો કે: "મ્હેં તમને પ્રથમ જ કહ્યું છે, પરંતુ તમે મ્હારી શિખામણ સાંભળતા જ નથી. હવે બબડાટ કરવાનું શું કારણ છે? ક્ષત્રિયવીરને ઉચિત હોય એવું યુદ્ધ કર. યુદ્ધ કરવાનું ત્યજી દઈને મ્હારી પાસે શામાટે દોડતા આવ્યા છો? યુદ્ધ કરવું એ જ ક્ષત્રિયોનો ધર્મ છે. હું રણમાંથી પાછી પ્હાની કરીશ નહિ. ચાલ, હું પણ ત્યાં આવું છું."

એ સાંભળી દુર્યોધન રણમાં પાછો ફર્યો અને યુદ્ધ કરવા લાગ્યો. ભીષ્મપિતા પણ રણક્ષેત્ર ઉપર જઈ પાંડવો સાથે યુદ્ધ કરવા લાગ્યા. થોડા સમય પછી સંધ્યાકાળ થયો, એટલે સર્વ સૈન્ય પોતપોતાની છાવણીમાં વિશ્રાંતિ લેવા ચાલ્યું ગયું.

પોતાના બંધુઓ અને સૈન્યનો નાશ થયેલો જોઈ દુર્યોધન કર્ણની પાસે જઈ તેની સલાહ પૂછવા લાગ્યો. કર્ણને ભીષ્મ ઉપર દ્વેષ હતો, તેથી તેણે કહ્યું કે: તમે ભીષ્મની પાસે જાઓ, અને તેમની પાસે મ્હને યુદ્ધ કરવાની આજ્ઞા અપાવો. ભીષ્મને પાંડવોનો જય કરાવવો હતો તેથી અંતઃકરણપૂર્વક યુદ્ધ કરતા નથી માટે તમે તેમની પાસેથી સેનાપતિપદ છિનવી લઈ મ્હને આપો, પછી જૂઓ કે: યુદ્ધ કેવું ચાલે છે. હું એકજ દિવસમાં પાંડવોની પાયમાલી કરી ત્હમને સિંહાસન ઉપર બેસાડીશ. ભીષ્મને પાંડવોની દયા આવે છે. વળી પાંડવોનો પરાજય

કરવાની તેમનામાં શક્તિ જ ક્યાં છે? તેથી તમે ભીષ્મનાં શસ્ત્ર નીચે મૂકી દેવાની વિનતિ કરો. ભીષ્મ સેનાપતિપદ છોડશે કે તુરત જ હું પાંડવોનો પરાજય કરી દઇશ."

કર્ણનો ઉત્તર સાંભળી દુર્યોધન ભીષ્મ પાસે ગયો. દુર્યોધનને સુવર્ણના સિંહાસન ઉપર બેસાડી તેના આગમનનું કારણ પૂછ્યું. દુર્યોધને નેત્રમાં અશ્રુ સહિત બે હાથ જોડી કહ્યું કે: "પિતામહ! માત્ર આપના ઉપર વિશ્વાસ રાખીને જ મ્હેં આ યુદ્ધ શરૂ કર્યું છે. આપે પણ યથાશક્તિ પ્રયત્ન કરીને પાંડવોનો પરાજય કરવાનું કહ્યું હતું પરંતુ પાંડવો તો મ્હારા સૈન્યનો નાશ કરી રહ્યા છે. જો તમને તેની દયા આવતી હોય તો કૃપા કરીને તમે કર્ણને યુદ્ધ કરવાની આજ્ઞા આપો, અને તમે વિશ્રાંતિ લ્યો."

એટલું કહીને દુર્યોધન શાંત થઈ બેઠો. ભીષ્મપિતામહના નેત્રમાં પણ અશ્રુ આવ્યાં. ક્રોધ અથવા લોભનો કોઈપણ પ્રકાર નહિં દર્શાવતાં થોડીવારે તેમણે કહ્યું કે: "દુર્યોધન! તમે શંકા લાવીને મ્હને શા માટે કલંકિત કરો છો? મ્હારામાં શક્તિ છે તે પ્રમાણે હું શત્રુઓ સાથે યુદ્ધ કરૂં છું. તમારે માટે મ્હેં મ્હારૂં શરીર તમને વેચી દીધું છે. પાંડવોનાં પરાક્રમની તમને ખાત્રી જ છે. તેઓ મ્હારા ઉપર બાણોનો વર્ષાદ કેવી રીતે વર્ષાવે છે તે તમે જાણો છો. હું પૂર્ણ બળપૂર્વક યુદ્ધ કરૂં છું પરંતુ પાંડવો સાથે યુદ્ધ કરવું એ કાંઈ સ્હેલું કામ નથી. હું શું કરૂં છું તે તમારા અજ્ઞાનને લીધે તમને સમજાતું નથી. તેથી જ તમે એક મૂર્ખની પેઠે બબડો છો. આવું ભયંકર યુદ્ધ કર્યા પછી તમે ગભરાઓ છો શા માટે? વીર યોદ્ધાને છાજે તેવી રીતે તમે

યુદ્ધ કરો. મ્હારામાં જેટલી શક્તિ છે તેનો ઉપયોગ કરીને હું પણ યુદ્ધ કરવામાં ક્યાશ રાખીશ નહિ. મ્હારા ઉદરમાં તમારું અન્ન છે તેનો દુરૂપયોગ હું કરીશ નહિ. હમણાં તમે જઈને શાંતિથી નિદ્રા લ્યો. હું કેવે પ્રકારે યુદ્ધ કરૂં છું તે તમને કાલે સવારે જણાશે. સર્વ જનસમાજને પણ મ્હારા યુદ્ધનું જીવન-પર્યંત સ્મરણ રહેશે, અને મ્હેં ક્યા પ્રકારે ધર્મનું પાલન કર્યું છે તેની પણ તે સાક્ષી પૂરશે."

# ૯–રણક્ષેત્ર ઉપર ભીષ્મની મૂર્છિતાવસ્થા

**ન**વમા દિવસનો પ્રાતઃકાલ ઉદય પામ્યો. સૂર્યનારાયણ ભગવાન ધીમેધીમે ઉદયાચલ ઉપર દર્શન દેવા લાગ્યા. પક્ષિઓ પોતપોતાના માળામાંથી આહારની શોધમાં બહાર નિકળી પડયાં. મલયદેવતા પિષ્ટ સૌગંધ વિતરણ કરતા જીવ માત્રનાં મસ્તક શીતળ કરવા લાગ્યાં. વૃક્ષો ઉષા માતાને વંદન કરતાં આમતેમ ડોલવા લાગ્યાં. પૃથ્વી માતા ઉપરથી અંધકાર દૂર થયો. જોતજોતામાં સૂર્યનો પ્રકાશ સર્વત્ર પથરાઈ ગયો.

સન્ધ્યાવંદન આદિ નિત્યકર્મથી નિવૃત્ત થઈ ભીષ્મપિતામહ પોતાના સુંદર રથમાં સ્વાર થઈ રણભૂમિ ઉપર જવા નિકળ્યા. તેમને રસ્તામાં જ દુર્યોધન મળ્યો. તેને પોતાની સાથે લઈ ભીષ્મપિતામહે રણક્ષેત્રનાં સર્વ સૈનિકોને યુદ્ધ માટે સજ્જ ર્ક્યા. તેમણે આજે નવીન પ્રકારનું સર્વતોભદ્ર નામક નવકોઠા યુક્ત ચક્રવ્યૂહ રચના કરીને પાંડવ સૈન્ય ઉપર ચઢાઈ કરવાની

પોતાના સૈન્યને આજ્ઞા કરી. અર્જુન-કુમાર અભિમન્યુ પાંડવ સૈન્યનો સેનાપતિ બની તેનું રક્ષણ કરતો હતો. વર્ષા ઋતુનાં પ્રબળ પ્રવાહ પેઠે સ્હામેથી આવતા કૌરવ સૈન્યને જોઈ અર્જુને શિખવેલા પાશુપત અસ્ત્રની યોજના કરીને તેણે શત્રુના સૈન્યને ત્યાં ને ત્યાં જ થોભાવી દીધું. તેથી પોતાના સૈન્યનો ઉત્સાહ વધારવા માટે ભીષ્મપિતામહ સૈન્યને મોખરે આવ્યા. એ જોઈ પાંડવોના અનેક સૈન્યોએ એકત્ર વિચાર કરી તેમને ઘેરી લીધા અને અતિશય ચાતુર્યથી મર્મભેદી બાણ માર્યું. તેમ થતાં જ ભીષ્મપિતામહના શરીરમાંથી રક્તની ધારાઓ વહેવા લાગી. જાણે રક્તનો પ્રવાહ વહેતો હોય તેમ પૃથ્વી ઉપર રક્તની નદી વહેવા લાગી. ચળકતી રક્ત ધારાઓથી શોભતું તેમનું સુંદર શરીર પર્વતની પેઠે જ નિશ્ચલ ઉભું હતું. તેમના શરીર ઉપર અનેક સ્થળે બાણ વાગેલાં હતાં. તેમને શરીરમાં અતિશય દર્દ થતું હતું છતાં તે વ્યથાને ગણકાર્યા વિના તેમણે પોતાના ધનુષ્યને બાણ ચઢાવ્યું અને ગર્જના કરતાં કરતાં એક પછી એક બાણ છોડવા માંડયાં. તેમણે એવા બળપૂર્વક બાણ છોડવા માંડયાં કે જાણે બાણની વૃષ્ટિ જ થઇ રહી હોય તેમ જણાવા લાગ્યું. આ પ્રમાણે થવાથી પાંડવ સૈન્યમાં મ્હોટો ખળભળાટ મચી ગયો.

પાંડવ સૈન્યનું ધૈર્ય ખુટી ગયું. સૈન્યના મ્હોટા મ્હોટા મહારથીઓ પણ ગભરાવા લાગ્યા! પોતાના સૈન્યની એ દુર્દશા જોઈ અર્જુન અને સાત્યકી સૈન્યને સહાય કરવા માટે આગળ ધસી આવ્યા. તેમણે ભીષ્મને ઘેરી લીધો. એ જોઈ દુર્યોધને પોતાના ભાઈ દુઃશાસનને ભીષ્મની સહાયતા માટે મોકલ્યો.

ભીષ્મ અત્યંત ક્રોધાયમાન થઈ બાણોનો વર્ષાદ વર્ષાવવા લાગ્યા અને જેમ ખેડુતો પોતાનાં ખેતરમાં અનાજની કાપણી કરે તે પ્રમાણે દુઃશાસને પાંડવ સૈન્યની કત્લ કરવાનું શરૂ કર્યું.

એ સ્થીતિ જોઈ શ્રીકૃષ્ણે સાત્યકીને દુઃશાસન સમક્ષ યુદ્ધ કરવાની સલાહ આપી. શ્રીકૃષ્ણની આજ્ઞા થતાં જ સાત્યકીએ દુઃશાસનને ભોંય ભેગો કરી દીધો! આ સમયે અર્જુન અને ભીષ્મ વચ્ચે યુદ્ધનો રંગ બરાબર જામ્યો. ભીષ્મનાં અસ્ત્ર ઉપર પ્રતિઅસ્ત્ર મુકીને અર્જુન તેમનાં અસ્ત્રો નિર્બલ અને વચમાં વચમાં ભીષ્મને મૂર્છિત પણ કરી દેતો હતો. ભીષ્મ નિર્ભયપણે યુદ્ધ કરતા હતા. થોડા વખતમાં જ તેમણે અર્જુન સમક્ષ મડદાંનો ઢગલો કરી દીધો! એ જ સમયે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે: "સાવચેત રહીને યુદ્ધ કર નહિં તો આજે જ કૌરવો ત્હારા સૈન્યનો નાશ કરશે" અર્જુને શ્રીકૃષ્ણના ઉપદેશ પ્રત્યે વિશેષ લક્ષ આપ્યું નહિ. અર્જુનની શિથિલતાને લીધે જ અત્યાર સુધીનું યુદ્ધ નિષ્ફળ થયું હતું, એ જોતાં જ શ્રીકૃષ્ણ રથમાંથી નીચે ઉતર્યા અને યુદ્ધને માટે તૈયાર થયા. ભીષ્મે પુનઃ શ્રીકૃષ્ણને કહ્યું કે: "પુનઃ આજે આપ યુદ્ધ કરવા તૈયાર થયા છો એ આનંદની વાત છે. આપ હવે મ્હારી સાથે યુદ્ધ કરો. આવો. આપના પવિત્ર હાથથી મ્હારૂં મૃત્યુ થશે તો મ્હારા જીવનનું સાર્થક્ય થશે." શ્રીકૃષ્ણ આગળ ધસવા તૈયાર થયા તેજ સમયે અર્જુને તેમનો હાથ પકડી કહ્યું કે: "પ્રભો! આપ કષ્ટ વેઠશો નહિ. હું જ યુદ્ધ કરીશ. ભીષ્મપિતામહ જેવા વયોવૃદ્ધ પૂજનીયને જોતાં જ મ્હારો ઉત્સાહ ભંગ થાય છે પરંતુ હું હવે તેમ કરીશ નહિ. કાલે પ્રાતઃ સમયે આપ મ્હારૂં પરાક્રમ જોજો."

સન્ધ્યા સમય થવાથી સર્વ સૈનિકો પોત પોતાની છાવણીમાં પાછા ફર્યા.

રાત્રિને સમયે યુધિષ્ઠિરે, શ્રીકૃષ્ણ અને પોતાના બંધુઓ સાથે, ભીષ્મપિતામહનો વધ કરવા સંબંધી સલાહ મસલત કરી. ભીષ્મ જીવતા હશે ત્યાંસુધી પોતાના સર્વ પ્રયત્ન નિષ્ફળ જશે અને કૌરવોનો પરાજય કરવો પણ કઠિન છે. ભીષ્મને રણમાં યમસદન પહોંચાડે એવો કોઈ વીર યોદ્ધો આપણામાં છે કે કેમ ? યુધિષ્ઠિરે સર્વની વચ્ચે એ પ્રશ્ન ઉપર ચર્ચા ચલાવી.

શ્રીકૃષ્ણે કહ્યું કે: " હું તેનો વધ કરીશ. " ધર્મરાજાએ કહ્યું કે: " હું આપને યુદ્ધ કરવાનું કહી શકતો નથી. " અંતે એવું ઠર્યું કે: " ભીષ્મની પાસે જઈ તેમની જ સલાહ લેવી ઉચિત છે. "

યુધિષ્ઠિર પોતાના ચાર ભાઈ અને શ્રીકૃષ્ણ સહિત ભીષ્મની છાવણી તરફ ગયા. શિબિરમાં પેસતાં જ સર્વેએ ભીષ્મપિતામહને વંદન કર્યું અને મસ્તક નમાવી તેમના સ્હામા બેઠા. ભીષ્મપિતામહે યુધિષ્ઠિર અને તેમના ભાઇઓનો આદર–સત્કાર કરી તેમના આગમનનું કારણ પૂછ્યું.

યુધિષ્ઠિરે કહ્યું કે: " આપે કહ્યું હતું કે મ્હારો જય થશે પરંતુ અત્યાર સુધીમાં અમારૂં બે અક્ષૌહિણી સૈન્ય નાશ પામ્યું છે. મ્હને જય કેવી રીતે મળશે તે હવે આપ જ કહો. " ભીષ્મે ઉત્તર દીધો: " મ્હારા શરીરમાં બળ છે ત્યાંસુધી તમને વિજય પ્રાપ્ત થવો અશક્ય છે. " યુધિષ્ઠિરે પૂછ્યું: " મ્હારો જય થવા માટે પછીથી કહેવાનું વચન આપ્યું હતું. હવે આપ કૃપા કરીને

કહો કે: મ્હારૂં સૈન્ય આપનો પરાજય શી રીતે કરી શકે?" આપે કહ્યું હતું કે: "હું તો માત્ર તમને સલાહ આપી શકીશ. તમારા પક્ષમાં રહીને હું યુદ્ધ કરી શકીશ નહિ." માટે હવે આપની પ્રતિજ્ઞાનું પાલન કરો એ જ મ્હારી નમ્ર પ્રાર્થના છે."

ભીષ્મે ઉત્તર દીધો: "રાજન્! બરાબર સાંભળો. જે સમયે મ્હારા હાથમાં અસ્ત્ર નહિ હોય તે વખતે મ્હને કોઇપણ મારી શકે છે. જેણે શસ્ત્ર નીચે મુક્યાં તે નીચે પડ્યો સમજવો. "હું શરણે આવ્યો છું." એમ જે કહે છે, જે સ્ત્રી કિંવા પુરૂષ હોવા છતાં જેનામાં સ્ત્રીઓના ગુણ જણાય છે, અને જેને એકજ અજ્ઞાની પુત્ર હોય તેની સાથે હું યુદ્ધ કરતો નથી." ભીષ્મપિતામહનાં એ વચનોથી જણાઈ આવે છે કે તે વખતે દુર્બલતાનો લાભ લઈ તેને ગુલામ બનાવવો એ શિષ્ટાચારનું કૃત્ય ગણાતું ન હતું. ભીષ્મપિતામહની સલાહ લઈ સર્વે પોતપોતાની છાવણીમાં જઈ નિદ્રાવશ થયા.

દશમે દિવસે ધર્મરાજાએ અર્જુનને કહ્યું કે: "શૌર્યપૂર્વક યુદ્ધ કર. ભીષ્મને જોઈ ભય પામતો નહિ. તું ત્હારી પ્રતિજ્ઞા ભૂલી ગયો કે શું? જો ત્હારે રણાંગણમાંથી ન્હાસી જવું હોય તો તું મ્હને સ્પષ્ટ કહે કે જેથી હું બીજી કોઈ વ્યવસ્થા કરૂં." જ્યેષ્ઠબંધુનાં એ વચનો સાંભળતાં જ અર્જુનના શરીરમાં રોમાંચ થયો. તેના સર્વ શરીરે પરસેવો છુટ્યો. તે બે હાથ જોડીને બોલ્યો કે: "મહારાજ! આજે હું ભીષ્મપિતામહને મૂર્છિત કર્યા સિવાય રહીશ નહિ. મ્હારો અપરાધ ક્ષમા કરો."

શ્રીકૃષ્ણે કહ્યું કે: "તમે અસત્યને માટે યુદ્ધ કરતા નથી. યુદ્ધ કરીને તમે તમારૂં કર્તવ્યપાલન કરો છો. તમે કોઇનો ભાગ

છિનવી લેતા નથી. રણક્ષેત્રમાં જે સ્હામે આવે તેની સાથે ખુશીથી યુદ્ધ કરો; પછી તે પિતા હોય કે બીજું કોઇ પણ હોય. પોતાના હક્કનું રાજ્ય લેવું એ તો ક્ષત્રિયનો ધર્મ જ છે." યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી અર્જુનને શૌર્ય ચઢ્યું. તેણે તુરત જ પોતાના ગાંડિવ ધનુષ્ય ઉપર બાણ ચઢાવ્યું. બાણનો ટંકાર ધ્વનિ થતાં જ સર્વ દિશાઓ કંપાયમાન થઈ.

થોડા સમયમાં જ બન્ને સૈન્ય વચ્ચે યુદ્ધ શરૂ થયું. બન્ને પક્ષના વીરોને મુખેથી "મારો" "કાપો" ના શબ્દ ધ્વનિ સંભળાવા લાગ્યા. મારામારી અને કાપાકાપી શરૂ થઈ. કેટલાંક શરીર ધડથી વેગળા જઈ રણભૂમિ ઉપર પડવા લાગ્યાં. અર્જુને સૈન્યમાંથી ભીષ્મપિતામહને ઘેરી લીધા અને તેમનો વધ કરવાનો સખ્ત પ્રયત્ન કર્યો પરંતુ તે સર્વ વ્યર્થ! તે જ સમયે ભીષ્મ-પિતામહે વિરાટ રાજાના ભાઈને તલવાર વડે મારી નાખ્યો. કેટલોક સમય તો સર્વને લાગ્યું કે: "હવે પાંડવો ઉપર દયા કરો." ભીષ્મે ઉત્તર દીધો કે: "નહિ. એમ બનશે નહિ. એ તો પાપ કૃત્ય કહેવાય. વીર ક્ષત્રીય રણક્ષેત્રમાંથી કદી પણ પાછો હઠતો નથી. જે કોઈ વીરપુરૂષ હોય તેણે મ્હારી સામે આવી યુદ્ધ કરવું જોઇએ."

બીજી વખત જ્યારે પાંડવ સૈન્ય રણક્ષેત્રમાંથી ન્હાસી જવાની તૈયારીમાં હતું તેજ વખતે ધર્મરાજાએ કહ્યું કે: "હે ક્ષત્રીય વીર પુરૂષો! શાન્ત થાઓ. વૃદ્ધ થયેલા ભીષ્મપિતામહ અર્જુન સ્હામે સંગ્રામ કરવા અસમર્થ છે." એ સાંભળી પાંડવ સેનાએ કૌરવ સૈન્ય ઉપર વિશેષ બળપૂર્વક હુમલો કર્યો. કૌરવ સૈન્ય ત્રાહ ત્રાહ પોકારતું આમતેમ ન્હાસવા લાગ્યું. અર્જુને એ વખત ભીષ્મપિતામહના બાણને તોડી નાંખ્યું ત્યારે ભીષ્મે

ભાલા વડે યુદ્ધ કરવા માંડ્યું. અર્જુને તેમના ભાલાના પણ કટકા કરી નાંખ્યા. એટલે ભીષ્મપિતામહ હાથમાં તલવાર ગ્રહણ કરી યુદ્ધ કરવા આગળ વધ્યા. અર્જુને તેમની તલવાર પણ તોડી નાંખી! એટલે ભીષ્મે પુનઃ ધનુષ્ય હાથમાં લીધું. આ વખતે એવું ઘનઘોર યુદ્ધ ચાલ્યું કે જેથી પોતાના પક્ષનો કે શત્રુ પક્ષનો જે કોઈ સ્હામે આવતો તેને ઓળખવું કઠિન થઈ પડ્યું. પાંડવોએ આજે નિશ્ચય કર્યો હતો કે આજે ભીષ્મને મરણ શરણ કર્યા સિવાય છાવણીમાં પાછા જવું નથી. ઘણો વખત સુધી અર્જુન અને શીખંડીના બાણની વૃષ્ટિ થવાથી ભીષ્મપિતામહ રથમાંથી પૃથ્વી પર ઢળી પડી મૂર્છિત થઈ ગયા. શિખંડીને નપુંસક સમજીને ભીષ્મે યુદ્ધ બંધ કર્યું તેથી અર્જુને ભીષ્મપિતામહને મૂર્છિત કર્યા તે સંબંધી મહાભારતના લેખકે લખ્યું છે. ગમે તેમ હોય પણ તે દિવસે ભીષ્મ મૂર્છિત થયા. તેમને કૌરવો તુરત જ પોતાની છાવણીમાં લઈ ગયા અને યુદ્ધ બંધ થયું.

ભીષ્મપિતામહના શરીરમાં પુષ્કળ બાણ વાગ્યાં હતાં છતાં પણ તેમનું શરીર પૃથ્વી ઉપરથી ઉંચું થતું હતું. ધન્ય છે એ વીર મહાપુરૂષને! તેમની એવી વેદનાગ્રસ્ત સ્થિતિ હોવા છતાં તેમણે પોતાના મુખમાંથી "હાય" "અરે!" એવો એક પણ શબ્દોચ્ચાર કર્યો નહતો. આવું ધૈર્ય તો એ મહાપુરૂષમાં જ હોય! બ્રહ્મચર્યવ્રતનો જ એ પ્રતાપ હતો! ભીષ્મપિતામહ! ધન્ય છે તમારા ધૈર્યને! ધન્ય છે તમારા શૌર્ય વીર્યને! ધન્ય છે તમારા બ્રહ્મચર્યવ્રતને! બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યા સિવાય આવું શૌર્ય અને વીર્ય હોય ક્યાંથી! બ્રહ્મચર્યવ્રત ધારણ કરનાર મહા-

પુરૂષો ધન્યવાદને પાત્ર છે. એ સિદ્ધાંતનો પ્રચાર તો પરમેશ્વરે પુનઃ હિંદુસ્તાનમાં કરવો જોઈએ. તેમ થવાથી જ મનુષ્ય પોતાનું કર્તવ્ય પાલન કરતાં આટલું કષ્ટ સહન કરી શકે. ભીષ્મપિતામહે બાણુશય્યા ઉપર શયન કર્યું હતું પરંતુ તેમનું મસ્તક નીચે ઢળી રહ્યું હતું. તેમણે કહ્યું કેઃ કોઈ વીર પુરૂષ મ્હારા માથા નીચે ઓશિકું મુકી શકશે?"

એ સાંભળી કેટલાક મૂર્ખ પુરૂષો રેશમી ઓસિકાં લાવવા દોડયા. એ જોઈ પાંડવો સહિત ત્યાં ઉભેલા અર્જુન સ્હામે જોઈ ભીષ્મપિતામહ હાસ્ય કરવા લાગ્યા! ભીષ્મપિતામહનો હેતુ સમજી અર્જુને પોતાનાં ધનુષ્ય બાણ થોડીવાર નીચે મુકી પોતાના હાથ વડે તેમનું મસ્તક ઉચુ કરી રાખ્યું.

## ૭—ભીષ્મનો અંતિમ ઉપદેશ.

ભીષ્મપિતામહ જેવો સમર્થ વીર મહાપુરૂષ બાણશય્યા ઉપર પડયો છે. શય્યા સ્હામે સર્વ આપ્તજન બેઠા છે. યુધિષ્ઠિર મહારાજ પણ તેમના બોધ વચનામૃતનું પાન કરવા હાથ જોડી ઉભા છે. બે કલાક પહેલાં જે યુધિષ્ઠિર અર્જુનના બાણથી ભીષ્મને મરણશય્યા ઉપર ઢાળવા વિચાર કરતા હતા તે અત્યારે ભીષ્મને દુઃખમુક્ત કરવાના ઉપાયો શોધી રહ્યા છે. સત્ય છે કે પરિસ્થિતિ બદલાતાં એવો વિચાર કેમ ન થાય ? એ તો સમય સમયની બલિહારી છે ! એક સમય એક મનુષ્ય શત્રુ જેવો જણાય છે પરંતુ પરિસ્થિતિ બદલાતાં તે જ મનુષ્ય પ્રત્યે મિત્ર જેટલો પ્રેમ ઉત્પન્ન થાય છે. ભીષ્મપિતામહ રણક્ષેત્ર ઉપર હતા તે વખતે તેઓ શત્રુ સમાન હતા પરંતુ અત્યારે તો તેઓ એક કૌટુમ્બિક વૃદ્ધ પિતામહ સમાન પૂજનીય અને વંદનીય છે ! અત્યારે તેઓ પોતાના કુટુંબનાં ઘરમાં બાણશય્યા ઉપર અંતીમ

સમયની રાહ જોઈ રહ્યા છે! અત્યારે પોતાના એક વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ મહાપુરૂષ, સર્વ સગાં સંબંધીનો ત્યાગ કરી સ્વર્ગ ગમન કરવાની તૈયારી કરી રહ્યા છે! અત્યારે તેઓ સર્વ સાથે કૌટુમ્બિક સંબંધ તોડી નાંખી ભગવાનના અમરધામમાં જવાની તૈયારી કરી રહ્યા છે. એવા કુટુંબના જ્ઞાનવૃદ્ધ હવે પછી તેમને સલાહ કે સહાય આપી શકશે નહિ. એક શ્રેષ્ઠ વીર બ્રહ્મચારી મહાપુરૂષનાં દર્શન હવે પછી તેમને થશે નહિ. ભારતવર્ષ! ત્હને ધન્ય છે! ત્હેં એવો સમય પણ જોયો છે કે જે સમયે પ્રત્યેક મનુષ્ય ધર્મનિષ્ઠાપૂર્વક પોતાના સર્વ વ્યવહાર ચલાવતા હતા. સમયને ઓળખીને સર્વ મનુષ્યો પોતાનું કર્તવ્ય કર્મ પાલન કરતા હતા. તેમને કર્તવ્ય કર્મપાલનનું સંપૂર્ણ જ્ઞાન હતું પરંતુ આજે? ભારતવર્ષ! ત્હારાજ એ વીરવંશજ કર્તવ્યપાલનથી કેવા ભ્રષ્ટ થયા છે તે પણ તું જોઈ રહ્યું છે! તેઓ આજે પોતાનું કર્તવ્ય ( Duty ) જેવું કાંઈ સમજતા જ નથી! આજકાલનો મુખ્ય સિદ્ધાંત તો

**"ખાવું, પીવું અને મોજ કરવી."**

એજ થઈ પડયો છે. કાળની ગતિ વિચિત્ર છે! સમય સમયની બલિહારી છે!

* * * *

એક તરફ યુધિષ્ઠિર મહારાજ જે ઉદ્દેશથી ઉભા હતા તેજ પ્રમાણે બીજી તરફ દુર્યોધન પણ અશ્રુપૂર્ણ નેત્રે ભીષ્મ-પિતામહની આજ્ઞાનું પાલન કરવા નીચે મ્હોડે ઉભો હતો. ભીષ્મ પિતામહે નેત્રો ઉઘાડી એક વખત સર્વ મનુષ્યો તરફ દ્રષ્ટિ

ફેરવી. તે પછી તેમણે દુર્યોધનને કહ્યું કે: " શોક કરીશ નહિ! સંસાર અસાર છે. આયુષ્યનો અંત પંચમહાભૂતમાં વિલિન થવું એજ છે. વેદાંતમાં કહ્યું છે કે:

भस्मांतम् शरीरम् । (यजु.)

આ બન્ને સ્થીતિ જન્મ ધારણ કરનાર પ્રત્યેક મનુષ્યને ભોગવવી પડે છે પરંતુ ધર્મ પ્રમાણે વર્તનાર મનુષ્યને ધન્ય છે! ધર્મનિષ્ઠ પુરૂષને ધન્ય છે! ધર્મનિષ્ઠ સ્ત્રીને પણ ધન્ય છે! દુર્યોધન! મ્હેં ત્હને ઘણી શિખામણ દીધી હતી અને પુનઃ ત્હને શિખામણ આપું છું કે: પાપનો માર્ગ ત્યજી દઈ ધર્મ પ્રમાણે આચરણ રાખવાનો નિશ્ચય કર અને પાંડવોને તેમનો રાજ્યભાગ આપી યુદ્ધનો ત્યાગ કર. તું ધર્મ ઉપર વિજય પ્રાપ્ત કરી શકશે નહિ. કારણ કે:

" यतोधर्म स्ततोजय : "

આ પ્રમાણે શાસ્ત્રમાં વારંવાર લખ્યું છે. અર્જુનના જેવો વીર મહાપુરૂષ કૌરવના સૈન્યમાં એક પણ નથી. સાવચેત થા! હઠનો ત્યાગ કર. યુદ્ધનું પરિણામ ત્હને ઘણું જ કષ્ટદાયક સહન કરવું પડશે. ત્હારૂં સૈન્ય અને તારા સર્વ ભાઇઓ ભીમદ્વારા મૃત્યુવશ થશે. તું શામાટે ત્હારા વંશક્ષયનું કલંક વ્હોરી લે છે? આવો સમય પુનઃ પ્રાપ્ત થશે નહિ તેનો વિચાર કર. મ્હારૂં વચન મિથ્યા થશે નહિ." ભીષ્મપિતામહે દુર્યોધનને અનેક પ્રકારનો બોધ આપ્યો અને તેને પાંડવો સાથે સલાહ કરવા સમજાવ્યો.

આ બારિક પ્રસંગે ભીષ્મપિતામહ જેવા વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ રાજર્ષિના મુખમાંથી ઉચ્ચારેલા શબ્દો—બોધદાયક ઉપ-

દેશની કાંઈ પણ અસર દુર્યોધનના મન ઉપર થઈ નહિ. દુર્યોધન ત્યાંથી ગુપચુપ ચાલ્યો ગયો. બીજા રાજાઓ પણ ભીષ્મની આજ્ઞા પ્રમાણે પોતપોતાની છાવણીમાં ચાલ્યા ગયા. ભીષ્મપિતામહ નેત્ર બંધ કરી સમાધિ સ્થીતિમાં નિમગ્ન થઈ ગયા.

ભીષ્મ પ્રત્યે દ્વેષ રાખનાર અને ભીષ્મને લીધેજ યુદ્ધમાં નહિં ઉતરનાર કર્ણ પણ ભીષ્મપિતામહ મૂર્છિત થયાના સમાચાર સાંભળી તેઓ શરશય્યા ઉપર પડયા હતા ત્યાં તેમનાં દર્શન કરવા ગયો. આ સમયે ભીષ્મપિતામહ સમાધિમાં હતા. કર્ણે પોતાના મસ્તક વડે તેમનાં પવિત્ર ચરણનો સ્પર્શ કર્યો અને નેત્રમાં અશ્રુજળ સહિત ગદ્દગદ્દ કંઠે કહ્યું:

"આપનો સેવક કર્ણ આપનાં દર્શને આવ્યો છે અને આપના ચરણ સમીપ ઉભો છે." ભીષ્મપિતામહે ધીમે ધીમે પોતાનાં નેત્ર ઉઘાડી કર્ણ પ્રત્યે દ્રષ્ટિ ફેરવી. કર્ણના મસ્તક ઉપર હાથ મુકી તેમણે પ્રેમપૂર્વક કહ્યું કે: "વત્સ! આ સમયે તું મ્હારી પાસે આવ્યો છે તે ઘણું સારૂં કર્યું. ત્હારી સાથે મ્હને કાંઈ પણ વિરોધ નથી એ તું તદ્દન સત્ય સમજજે. હું હમેશાં ત્હારા હિતનું જ વચન કહું છું. મ્હેં કોઈ વખત ત્હને કાંઈ અપશબ્દ કહ્યો હશે પણ તે માત્ર ત્હારો રાગ-દ્વેષ શાંત કરવા માટે જ. કારણકે: તું હમેશાં વિનાકારણ પાંડવોની નિંદા કરે છે. તું જે મનુષ્યોના પક્ષમાં નિવાસ કરે છે અને જેની સાથે ત્હને મૈત્રિ છે તે સર્વ કૌરવો ઘણા દુષ્ટ સ્વભાવના છે. કુસંગતને લીધે તું અહંકારવશ થયો છે તેથી ત્હને ધર્માધર્મનો કાંઈ પણ વિચાર થતો નથી. તું શૂરવીર છે. તેમજ તું ધનુર્વિદ્યામાં અર્જુન કરતાં ઉતરે તેમ નથી એ હું જાણું છું. પરંતુ હું તો એજ

માંગું છું કે: તું પાંડવો પ્રત્યે વૈરબુદ્ધિનો ત્યાગ કર. તેને પોતાના બંધુ અને સ્વજન સમજી તેમના પ્રત્યે દ્વેષ બુદ્ધિ ત્યજી દે. દુર્યોધન ત્હારી શિખામણ માનશે. બંધુઓમાં વૈર બુદ્ધિ રાખવી એ સારૂં નહિ અને તેનું પરિણામ બહુ અનિષ્ટકારક જ આવે છે."

એ સાંભળી કર્ણે ઉત્તર દીધો: "દુર્યોધનના પક્ષમાં રહી પાંડવો સાથે યુદ્ધ કરવાનું મ્હેં તેને વચન આપ્યું છે. હું તે વચન મિથ્યા કરી શકીશ નહિ. એક વીરક્ષત્રિયને શોભે તેવી રીતે યુદ્ધ કરતાં કરતાં હું રણક્ષેત્રમાં મૃત્યુવશ થાઉં એવી મારી ઈચ્છા છે. મ્હારા અત્યાર સુધીના અપરાધની મ્હને ક્ષમા કરો અને યુદ્ધમાં ઉતરવાની મ્હને આજ્ઞા આપો. મ્હને આશિષ આપો કે જેથી અમારો વિજય થાય."

ભીષ્મપિતામહે કહ્યું: "ત્હને ઉપદેશ દેવો એ મ્હારૂં કર્તવ્ય છે. તે પ્રમાણે મ્હેં તને યોગ્ય ઉપદેશ દીધો છે. હવે ત્હારી ઈચ્છા પ્રમાણે વર્તવાને તું સ્વતંત્ર છે."

ભીષ્મપિતામહનો ઉત્તર સાંભળી કર્ણ દુર્યોધનની પાસે ગયો.

* * * *

ભીષ્મપિતામહ સમાધિમાં નિમગ્ન હતા. તેજ સમયે આઠ દિવસ પર્યંત પાંડવ કૌરવ વચ્ચે ઘનઘોર યુદ્ધ ચાલ્યું. અંતે કૌરવોના અગીઆર અક્ષૌહિણી સૈન્યનો નાશ થયો. પાંડવોનો વિજય થયો. દશેદિશામાં તેમનો જયજયકાર થયો. યુધિષ્ઠિરને રાજ્યાભિષેક કરવાનો દિવસ આવી પહોંચ્યો પરંતુ યુધિષ્ઠિરના મનમાં કોણ જાણે કેવાએ વિચારો ઉત્પન્ન થયા. સર્વ રાજ્ય-

ઐશ્વર્યનો ત્યાગ કરી તેમણે કોઈ અન્ય સ્થળે નિવાસ કરવાની તૈયારી કરી. શ્રીકૃષ્ણ અને અર્જુને તેમને ઘણુંએ સમજાવ્યા પરંતુ તેનું કાંઈ શુભ પરિણામ આવ્યું નહિ. તે સમયે શ્રીકૃષ્ણ ભગવાને યુધિષ્ઠિરને સલાહ આપી કે: "ભીષ્મપિતામહ હવે થોડા સમય જીવિત રહેશે. તેઓ આજે સમર્થ વિદ્વાન અને બુદ્ધિમાન છે. તેઓ યોગનિષ્ઠ છે માટે તમારે જે કાંઈ કરવું હોય તે તેમની સલાહ પ્રમાણે કરો. તેમનો બોધ તમને માર્ગદર્શક થઈ પડશે."

શ્રીકૃષ્ણ ભગવાનના ઉપરોક્ત શબ્દોએ યુધિષ્ઠિરના મન ઉપર સારી અસર કરી. યુધિષ્ઠિરે પોતાના બંધુઓ અને આપ્તજનો સહિત ભીષ્મપિતામહનો ઉપદેશ સાંભળવાની ઈચ્છા પ્રદર્શિત કરી.

ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને જે ઉપદેશ-વચનો કહ્યાં હતાં તે મહાભારતના શાંતિ અને અનુશાસન પર્વમાં લખેલાં છે; તે હવે પછીના અધ્યાયમાં આપવામાં આવે છે.

## ૮–ભીષ્મપિતામહનો યુધિષ્ઠિરને ઉપદેશ.

ભીષ્મપિતામહે સર્વને જોઈ નેત્રો ઉઘાડયાં. સર્વેએ તેમને પુનઃ નમન કર્યું. યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણને જોઈ ભીષ્મપિતામહને આનંદ થયો. તેમણે આગમનનું કારણ પૂછ્યું.

શ્રીકૃષ્ણે ભીષ્મને પ્રશ્ન કર્યો કે:

**कच्चित्सुखेन रजनी व्युष्टा ते राजसत्तम ।**
**विस्पष्ट लक्षणा बुद्धिः कच्चिच्चोपस्थिता तव ॥**

"હે કુરૂશ્રેષ્ઠ! તમારૂં અંતઃકરણ આટલું બધું પવિત્ર શી રીતે થયું? બાણશય્યા ઉપર શયન કરવા છતાં તમને ક્યા કારણથી કાંઇ પણ કષ્ટ થતું નથી?"

**कच्चिज्ज्ञानानि सर्वाणि प्रतिभातिच तेऽनघ ।**
**न ग्लायते च हृदयम नच ते व्याकुलम् मनः ॥**

"ક્યા કારણથી આપના જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે? આપને

સહજ પણ ગ્લાનિ નહિં થતાં આપનું મન પ્રસન્ન રહે છે એનું કારણ શું છે વારૂં ?"

ભીષ્મપિતામહના સર્વ શરીરમાં બાણ વાગવાથી અસહ્ય વેદના થતી હતી. તેમ છતાં તે વેદના તેમને જણાતી જ ન હતી. તેમણે શાંતિથી ઉત્તર દીધો કે:

यच्च भूतम् भविष्यच्च भवच्च परमद्युते।
यत्सर्वमनुपश्यामि पाणौ मलमिवार्पितम्॥

"હે કૃષ્ણ, પૃથ્વી ઉપર અથવા સ્વર્ગમાં જે થયું છે કિંવા થાય છે તે હાથમાં રાખેલા આમળા પ્રમાણે મ્હારા જોવામાં આવે છે! તેથી મ્હને સહજ પણ ક્લેશ થતો નથી."

वेदोक्ताश्चैव ये धर्मा वेदान्ताधिगताश्च ये।
तान् सर्वान् संप्रपश्यामि वरदानात्तवाच्युत॥

"તમારા જ કૃપા પ્રસાદથી વેદ, વેદાંત અને સર્વ ધર્મનું મ્હને જ્ઞાન થયું છે તેથી જ મ્હને ક્લેશ થતો નથી."

चतुर्ष्वाश्रमधर्मेषु योऽर्थः सच हृदि स्थितः।
राजधर्माश्च सकलानवगच्छामि केशव॥

"હે કેશવ! ચાર આશ્રમના પુરૂષોના ધર્મ અને રાજ-ધર્મનું મ્હને જ્ઞાન છે. એ સર્વ ધાર્મિક બોધવચનોનું તાત્પર્ય એજ કે: એ જ્ઞાનને લીધે જ મ્હને શરીરે કષ્ટ થતું નથી."

આ સ્થળે એક પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે કે: વેદ, વેદાંતમાં એવો કયા પ્રકારનો ધર્મ લખ્યો છે કે: જેના કારણથી

ધૈર્યપૂર્વક શરીર–કષ્ટ સહન કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે. એવો કયો અગ્નિ છે કે જેને લીધે આટલું બધું કષ્ટ સહન કરવા છતાં પણ પુરૂષની મુખકાંતિ પ્રથમના જેવી જ પ્રકાશિત જોવામાં આવે છે? કયો રાજધર્મ સમજાઈ જવાથી મનુષ્ય બાણશય્યા ઉપર શાંતિપૂર્વક શયન કરી રહે છે? આટલું બધું આત્મબળ વૃદ્ધિ પમાડનાર એવી કઈ શક્તિ હશે વારૂં? સદ્‌ગૃહસ્થો! જે પુરૂષે ઈશ્વર સંબંધી જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી અને જે પુરૂષે શાસ્ત્ર કથિત ધાર્મિક મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે, જે પુરૂષ સંસારનું સુખ એજ આયુષ્યનું સુખ સમજે છે તેજ પુરૂષ (મનુષ્ય) મૃત્યુના ભયથી કષ્ટ પામે છે. તેને થોડું શારીર કષ્ટ થતાં બુમો પાડી આખું ઘર ગર્જાવી મુકે છે પરંતુ જે મનુષ્ય માત્ર ગીતાજી જેવો દુર્લભ્ય માનવધર્મયુક્ત ગ્રંથ વાંચે છે અને તે સંપૂર્ણ રીતે આચરણમાં ઉતારે છે તેજ સમજી શકે છે કેઃ

**वांसांसि जीर्णानि यथा विहाय,**
**नवानि गृह्णाति नरोपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्य–**
**न्यानि सयाति नवानि देही ॥**

અર્થાત્ઃ "મનુષ્ય જેમ જૂનાં વસ્ત્રોનો ત્યાગ કરી નવીન વસ્ત્રો ધારણ કરે છે તેજ પ્રમાણે જૂના વૃદ્ધ શરીરનો ત્યાગ કરી જીવાત્મા નવીન શરીર ધારણ કરે છે."

**नैनं छिंदन्ति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥**

અર્થાત્ "શરીરમાં રહેલો અમર આત્મા શસ્ત્રવડે છેદાઈ શકતો નથી, અગ્નિ વડે બળી શકતો નથી, જળ વડે તે ભીંજાઈ

શકતો કે ઓગળી શકતો નથી, તેમજ પવન વડે તે શોષાઈ જતો નથી." પંચભૂતાત્મક શરીર જ માત્ર અગ્નિ વડે બળી ભસ્મ થાય છે વિગેરે પ્રકારનું સત્યજ્ઞાન જે પુરૂષને થાય છે તેને શરીરને ગમે તે કષ્ટ થવા છતાં તેના આત્માને કલેશ થતો નથી. શરીર અનિત્ય છે. આત્મા અમર છે. જેઓ ગીતાજી જેવો અમૂલ્ય ગ્રંથ વાંચે છે અને સાંભળે છે તેમાંથી ઘણા થોડાં મનુષ્યોને જ એ દિવ્ય જ્ઞાનામૃત પ્રાપ્ત થાય છે. જેમના કાન ભુંગળી જેવા છે તેઓનું ગીતાજ્ઞાન નિરર્થક છે. તેઓ એક કાને સાંભળી બીજા કાને કાઢી નાંખે છે તેથી જ તેમને શરીર અને આત્માનો ધર્મ સમજાતો નથી.

પુનઃ ભીષ્મપિતાએ કહ્યું કે :

**एक एव सुहृद्धर्मे निधतेऽप्यनुयाति यः।**
**शरीरेण समं नाशं सर्वमन्यत्तु गच्छति॥**

અર્થાત્ : "મૃત્યુ પછી મનુષ્યની પાછળ રહેનાર મિત્ર જો કોઈ હોય તો તે એક માત્ર ધર્મ જ છે. તે મનુષ્યે જે કાંઈ સત્કર્મ કર્યાં હશે, પુણ્ય, દાન, જપ, તપ, પરોપકાર, દયા, વિગેરે જે જે ધર્મ કાર્યો કર્યાં હશે તેજ તે મનુષ્યની સાથે પરલોકમાં જશે પરંતુ તેણે જે કોઈ ઈન્દ્રિય સુખ ભોગવ્યું હશે તો તે શરીરધર્મ હોવાથી તે મૃત્યુ પામનારને કાંઈ પણ સહાય કરશે નહિ. ઉલટું તે વિષય ભોગાદિક જ મનુષ્યને મૃત્યુ વખતે અનેક કષ્ટ આપી નરક લોકમાં અથવા નીચ ગતિમાં લઇ જશે. કારણ કે જે મનુષ્યે જીવનપર્યંત સારા સારા ભોગવિલાસ કર્યા હશે તેજ મૃત્યુ વખતે તેની દ્રષ્ટિ સમીપ જોવામાં આવશે અને તેનું મન તેમાંજ ભ્રમણ કરશે. તેથી તેને ઈશ્વરનું સ્મરણ કે

પરલોકની ગતિનું ભાન રહેશે નહિ. મૃત્યુ પછી માયાવી ભોગ-વિલાસ સર્વ શરીરની સાથે જ નાશ પામે છે. માટે જ ધર્મ-કર્મ અને ઈશ્વિર સ્મરણમાં જ મનુષ્યે સદા પોતાનું ચિત્ત રાખવું જોઈએ.

ત્યાર પછી ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને ઉદ્દેશીને ક્ષાત્રધર્મ સમજાવતાં કહ્યું કે :

अधर्मः क्षत्रियस्यैव यच्छय्यामरणं भवेत् ।
विसृजन् श्लेष्ममूत्राणि कृपणं परिदेवयन् ॥
अविक्षतेन देहेन प्रलयं योऽधिगच्छति ।
क्षत्रियो नास्य तत्कर्म प्रशंसंति पुराविदः ॥
न गृहे मरणं तात क्षत्रियाणां प्रशस्यते ।
शौंडीराणाम शौंडीर्य्यं धर्म्यं कृपणं च तत् ॥ (शासन.)

અર્થાત્ : "હે યુધિષ્ઠિર ! વ્યાધિગ્રસ્ત શરીરે પથારી વશ થઈને મરણ થાય એ ક્ષત્રિયોને માટે અધર્મ મૃત્યુ છે. શરીરને એકાદ પણ શસ્ત્રાઘાત થયા સિવાય જેને મૃત્યુ થાય છે તેને પૂર્વના ક્ષત્રિય પુરુષો "ક્ષત્રિય" કહેતા જ નહોતા. પોતાના ઘરમાં મૃત્યુ પામવું એ ક્ષત્રિયોનો ધર્મ જ નથી. એવા પ્રકારની ઉચ્ચ ભાવના રાખનાર ક્ષત્રિયોને શરીરે અનેક ઘા વાગ્યા હોય, તે લોહીલુહાણ થયો હોય તોપણ તેને કિંચિત્ પણ પરવા હોતી નથી. તાત્પર્ય એ છે કે : એવા વીર ક્ષત્રિયને શરીર કષ્ટ જણાતું જ નથી. ક્ષાત્રધર્મ પ્રમાણે રણસંગ્રામમાં શરીરને ભલેને અનેક ઘા વાગ્યા હોય ! તે તો માત્ર શરીરધર્મ છે."

એજ આત્મવિશ્વાસને લીધેજ—આત્મબળને લીધેજ ભીષ્મ-

પિતામહ બાણુશય્યાને પુષ્પની શય્યા પ્રમાણે જ સમજે છે! એજ વિદ્યુત્ શક્તિને લીધે જ તેઓ બાણુશય્યા ઉપર શયન કરવા છતાં અત્યંત શાંતિપૂર્વક સર્વને ઉપદેશ શ્રવણુ કરાવી રહ્યા છે. પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે! આજે એ ક્ષાત્ર ધર્મ ક્યાં છે? આજે તે ગૌબ્રાહ્મણુના પ્રતિપાલન માટે સર્વસ્વ અર્પણુ કરનાર શુદ્ધ ક્ષત્રિયો ક્યાં છે? આજે તો ગૌબ્રાહ્મણુને અતિશય ત્રાસ આપનાર, તેમનું સર્વસ્વ હરણુ કરનાર અને તેમનો તિરસ્કાર કરનાર ક્ષત્રિઓ જોવામાં આવે છે! આજે તો બ્હીકણુ અને મૂર્ખ ગૃહસ્થ પણુ પોતાને ક્ષત્રિય કહેવડાવે છે! આજે તો ધર્મભ્રષ્ટ, કર્તવ્યભ્રષ્ટ અને વિવેકભ્રષ્ટ રાજાઓ પણુ પોતાને ક્ષત્રિય કહેવડાવે છે! શાસ્ત્રો કહે છે કે: **राजा कालस्य कारणम् ।** રાજા એજ કાળનું એટલે સમયનું કારણુ છે. વિકટ અને સંકટમય સમય પ્રવર્તતો હોય તો તે રાજાનાં અપકૃત્યનું કારણુ છે. આજે તો ક્ષત્રિયોને કોઈ પૂછનાર નહિં હોવાથી તેઓ સર્વદા કામ, ક્રોધ, લોભ, મોહને વશ થઇ રહ્યા છે. એવા દુષ્ટ મનુષ્યો પણુ પોતાને "ક્ષત્રિય" કહેવડાવે છે. પરંતુ શાસ્ત્રકારો તેમને ક્ષત્રિય કહી શકે ખરા? કદી પણુ નહિ.

**सर्वे धर्मे परं क्षात्रं लोके श्रेष्ठं सनातनः ।**
**शाश्वतमक्षरं पर्यंतमक्षरम् सर्वतोमुखं ॥**

"સર્વ ધર્મમાં શ્રેષ્ઠ અને ઉચ્ચ કોટિનો એજ સનાતન ક્ષત્રિય ધર્મ છે. એ ધર્મનું યથાર્થ પાલન કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે. એ સત્યધર્મ છે. તેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ જેવાં સુખ પ્રાપ્ત થાય છે. પ્રજાનું રક્ષણુ કરવું એ પણુ ક્ષત્રિય ધર્મ છે. પ્રજાનું પાલન કરવાથી પણુ ધર્મ, અર્થ, કામ અને

મોક્ષ એ ચાર પુરૂષાર્થ સાધ્ય કરી શકાય છે. કોઇપણ દેશમાં જ્યાં સુધી વીરક્ષત્રિય પુરૂષોની વૃદ્ધિ થતી નથી ત્યાંસુધી તે દેશ કદી પણ ઉન્નતિના શિખરે પહોંચતો નથી. કોઇપણ દેશનો ઇતિહાસ જૂવો તો તમને જણાશે કેઃ ક્ષાત્રધર્મને જાણનાર અને ન્યાયકાર્યને માટે શસ્ત્ર ધારણ કરનાર વીરપુરૂષો તે દેશમાં ઉદય પામ્યા ત્યારેજ તે દેશ સ્વાતંત્ર્ય સુખનો ઉપભોગ કરી શકયો છે અને ઉન્નતિને એક એક પગથિયે ચઢી શકયો છે. દુષ્ટ મનુષ્યોને દંડ દેવા તે વીરક્ષત્રિયો પોતાનું કર્તવ્ય સમજે છે. બીજાં મનુષ્યોદ્વારા ત્રાસ સહન કરવો ન પડે અને પ્રત્યેક મનુષ્ય આનંદપૂર્વક પોતપોતાનું કર્તવ્ય કર્મ કરવાની સગવડ મેળવી શકે એવી સુવ્યવસ્થા કરવી એ પણ ક્ષત્રિયોનું કર્તવ્ય છે. એવી કર્તવ્યદક્ષતા દર્શાવનાર વીર પુરૂષો જે દેશમાં વસતા હોય છે તે દેશનો જનસમાજ સુખપૂર્વક દિવસો નિર્ગમન કરે છે તેમજ તે દેશની સુખ સમૃદ્ધિ વૃદ્ધિ પામે છે. જનસમાજ ધર્મ પ્રમાણે વર્તન ચલાવે છે અને સર્વે સલાહશાંતિથી સંસારકર્મ સંપૂર્ણ કરી અંતે મોક્ષપદ પ્રાપ્ત કરે છે. એ કારણથી જ વૈશેષિક ન્યાય શાસ્ત્રકારના કર્તા ધર્મનાં લક્ષણ કહે છે કેઃ—

**यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः ।**

અર્થાત્ઃ "જે આચરણ દ્વારા ઐહિક અને પારમાર્થિક સુખની પ્રાપ્તિ થાય છે તેનું નામ ધર્મ કહેવાય છે." "પ્રાચીન ઋષિઓએ જે કાંઇ લખ્યું છે તે વિશેષ વિચારપૂર્વક અને સર્વ પરિસ્થિતિનો વિચાર કરીને જ લખ્યું છે.

શાંતિપર્વમાં રાજધર્મનાં લક્ષણનું વર્ણન કરતાં કહ્યું છે કેઃ

**त्यागः श्रेष्ठो मुनयो वै वदंति सर्वश्रेष्ठं**
**यच्छरीरं त्यजेत् ।**
**नित्यं युक्ता राजधर्मेषु सर्वे प्रत्यक्षंते**
**भूमिपाला यथैव ॥**

અર્થાત્: "ઋષિ મુનિઓ "ત્યાગ" તે જ સર્વ શ્રેષ્ઠ ગુણ સમજે છે. શરીરનો ત્યાગ એ સર્વથી શ્રેષ્ઠ ત્યાગ છે. રાજધર્મનું પાલન કરનાર રાજાઓ હંમેશાં એ ત્યાગ કરવો પડે છે." તાત્પર્ય એ સિદ્ધ થાય છે કે: ક્ષત્રિયોનો ધર્મ એ સર્વ ધર્મમાં શ્રેષ્ઠ છે. અસ્તુઃ પુનઃ ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને ઉપદેશ દીધો કેઃ

**उत्पातेन सदा पुत्र प्रयतेथा युधिष्ठिर ।**
**नह्युत्थानमृते दैवं राज्ञामर्थं प्रसाधयेत् ॥**

અર્થાત્: "હે વત્સ! દૃઢ મનોબળ અવલંબન પૂર્વક રાજાઓ સર્વ કાર્ય કરતાં રહેવું એ ઉચિત છે. એમ કર્યા સિવાય રાજાઓ એક પણ કાર્ય કરવું ઉચિત નથી. જે રાજાઓ પુરુષાર્થ કર્યા સિવાય માત્ર દૈવાધિન બની જાય છે અર્થાત્ આળસુ થઇને બેસી રહે છે, તેમને કાંઇપણ યશ પ્રાપ્ત થતો નથી. આપણે જગતમાં નિત્ય જોઇએ છીએ કેઃ ન્હાના ન્હાના કીટ કૃમિ પણ પોતાના ભાવિ સુખને માટે ઉદ્યોગ કરી પ્રથમ સાધન સામગ્રી સંગ્રહ કરે છે અને પછીથી તેનો સુખપૂર્વક ઉપભોગ કરી આનંદમાં સમય વ્યતીત કરે છે પરંતુ આળસુ મનુષ્યો અન્નને માટે આમતેમ ભટકતાં ફરે છે! તેથી યુધિષ્ઠિરને પુરૂષાર્થ કરવાનો ઉપદેશ કર્યા પછી ભીષ્મપિતામહે કહ્યું કે:

**साधारणं द्वयं ह्येतद्दैवमुत्थानमेव च ।**
**पौरुषं हि परं मन्ये दैवं निश्चितमुच्यते ॥**

"પ્રારબ્ધ અને પુરૂષાર્થ એ બન્ને મનુષ્યને પોતાનાં કાર્યમાં યશ પ્રાપ્ત કરવાનાં કારણો છે પરંતુ તેમાંયે પુરૂષાર્થ, ઉદ્યોગ એ મુખ્ય કારણ છે; કારણ કે પરિશ્રમપૂર્વક કરેલાં કાર્યને જ પ્રારબ્ધ કહેવામાં આવે છે અને તે કર્મ પાછલા જન્મમાં કરેલાં હોય છે. આ જન્મમાં સારાં નઠારાં જે કર્મ કરવામાં આવશે તેને પુનર્જન્મમાં પ્રારબ્ધ કહેવામાં આવશે. માટે મનુષ્યે હમેશાં સત્કર્મ જ કરતાં રહેવું ઉચિત છે."

**विपत्स्वेव समारंभे संतापं मास्म वै कृताः ।**
**घटस्वैवं सदात्मान राज्ञामेष परोनयः ॥**

અર્થાત્: સંકટ સમયે મનમાં ગ્લાનિ નહિં લાવતાં સંકટમાંથી મુક્ત થવાનો અને અન્ય મનુષ્યોને મુક્ત કરવાનો પ્રયત્ન આદરવો એજ રાજાની સર્વશ્રેષ્ઠ નીતિ છે.!' સંકટ સમયે ઘણા રાજાઓ ગભરાઈ જાય છે. તેમના સલાહકારો પણ ચિંતાતુર બની જાય છે. તેમ નહિં કરતાં પોતાની આત્મબુદ્ધિથી અને સારા સલાહકાર અમાત્ય અને વૃદ્ધ અનુભવી નગરજનોની સલાહથી સંકટ સમયે તેમાંથી રક્ષણ મેળવવાનો બનતો પ્રયત્ન કરવો એજ માનવધર્મ છે. સામાન્ય સ્થીતિનાં મનુષ્યો હોય છે તેઓ પણ સંકટ આવતાં ધૈર્ય ધારણ કરી તેમાંથી મુક્ત થવાના ઉપાયો શોધે છે, ત્યાં પછી રાજા જેવા બુદ્ધિમાન મનુષ્યોએ અનેક ઉપાયો શોધી પોતાને અને પ્રજાને મુકત કરવાના, સંરક્ષણ કરવાના ઉપાયો શોધી તે પ્રમાણે વર્તવાની રાજાની ફરજ છે. પ્રજાને અન્નવસ્ત્રનું સંકટ આવી પડે તે સમયે રાજાએ પોતાના અન્નવસ્ત્રના ભંડારો ખુલ્લા મુકી દઈ સંકટગ્રસ્ત પ્રજાનું સંરક્ષણ કરવું જોઈએ. પ્રજાનું જો રક્ષણ થશે તોજ રાજ્ય ટકી રહેશે

પણ પ્રજા જો ભૂખના દુઃખથી નાશ પામશે તો તે રાજા કોના ઉપર રાજ્ય કરશે તેનો વિચાર રાજાઓએ જ કરવો ઘટિત છે. પ્રાચીનકાળના રાજાઓ અન્નવસ્ત્રના સંકટ સમયે પોતાના દ્રવ્ય ભંડારો મોકળા મુકી મુક્ત હસ્તે પ્રજાનું સંરક્ષણ કરતા હતા. તેજ પ્રમાણે રાજાએ પ્રજાનું રક્ષણ કરવું જોઈએ. પ્રજા એ તો રાજાનાં સંતાન છે. પોતાના સન્તાનને પોતાની દૃષ્ટિ સમક્ષ મૃત્યુ પામતાં જોઈ ક્યા રાજાનું હૃદય ચિરાઈ નહિ જાય? જે રાજા દયાળુ, પરોપકારી અને ધર્મનિષ્ઠ છે તેણે તો અનેક પ્રકારે પોતાની પ્રજાનું સંરક્ષણ કરવામાં જરા પણ ઉણપ રાખવી ન જોઈએ. એવે સમયે દયાહીન રાજાઓ જ પોતાની પ્રજાની દુર્દશા જોયા કરે છે! પરંતુ એજ પાપકર્મ છે અને પાપકર્મના બદલામાં પરમાત્મા તેના રાજ્યનો નાશ જ કરે છે! માટે હે યુધિષ્ઠિર! તમે તો ધર્મરાજા કહેવાઓ છો. તમારે તો તમારા કે પ્રજાના સંકટ સમયે ધર્મનિષ્ઠા રાખી સંકટ મુક્ત થવા અનેક ઉપાયો યોજવા જોઈએ. એજ રાજ્યધર્મ શ્રેષ્ઠ છે."

આ પ્રમાણે ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને રાજધર્મનો ઉપદેશ આપ્યો. એ સાંભળી યુધિષ્ઠિરે ભીષ્મપિતામહને પ્રશ્ન કર્યો કે: "પૂજનીય દાદાજી! હવે મ્હને મુક્તિનાં સાધનો કૃપા કરીને કહો."

ભીષ્મપિતામહે કહ્યું કે: "હે રાજન્! હે વત્સ! ત્હારો આ પ્રશ્ન સાંભળી મ્હને ઘણો આનંદ થયો છે. મુક્તિનાં સાધનો ક્યાં ક્યાં છે તે શ્રવણ કર:—

**यस्यवाङ्मनसी स्यातां सम्यक् प्रणिहिते सदा ।**
**तपस्त्यागश्च सत्यंच सर्वै सर्वमवाप्नुयात् ।**

અર્થાત્: "જે પુરૂષ, વાણી, નેત્ર, કર્ણ વિગેરે ઈન્દ્રિયોનો ઉત્તમ કાર્યો કરવા માટે ઉપયોગ કરે છે, દુષ્ટ કૃત્યો કરવા માટે તેનો ઉપયોગ કરતો નથી. ઈન્દ્રિયો પોતાના સ્વાધિનમાં રાખે છે, અર્થાત્ મનનો સંયમ રાખે છે, તપ, ત્યાગ અને સત્યનો જે પુરૂષ આશ્રય કરે છે, સત્યને જ પોતાનું પરમ ધન માને છે, અસત્યનો ત્યાગ કરે છે, અને પવિત્ર મનથી સર્વદા શ્રેષ્ઠ કાર્યો કરે છે તેજ મોક્ષનો અધિકારી છે." તેમજ :—

**नास्ति विद्या समं चक्षुः नास्ति सत्यसमं तपः।**
**नास्ति रागसमं दुःखं नास्ति त्यागसमं सुखम्॥**

અર્થાત્: "હે પુરૂષ શ્રેષ્ઠ! હે વત્સ! વિદ્યા સમાન અન્ય કોઈ નેત્ર નથી, સત્ય સમાન અન્ય કોઈ તપ નથી, દ્વેષ (ક્રોધ) સમાન અન્ય કોઈ દુઃખ નથી અને ત્યાગ સમાન અન્ય કોઈ સુખ નથી. મૂર્ખ મનુષ્યને ઈન્દ્રિયદમન કરવાનાં સાધનો કિંવા યોગ શાસ્ત્રનાં અન્ય અંગોનો બોધ થઈ શકતો નથી. તે મનુષ્ય મૂર્ખ, અજ્ઞાન, ઈન્દ્રિય લોલુપ હોવાથી વિષય રૂપી વિષનું સેવન કરવા જ હમેશાં તત્પર હોય છે. તેનું ચિત્ત હમેશાં માયામાં જ ભ્રમણ કરી રહે છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર જેવા ૭ રિપુઓ તેમના મન સાથે મિત્રતા કરી રહેલા હોય છે તેથી તે મિત્રોની સલ્લાહ પ્રમાણે જ વર્તન રાખે છે. એટલે તેમને સત્ય વસ્તુસ્થિતિ સમજાતી નથી. તેમના આંતર અને બાહ્ય મિત્રો એવા જ દુર્ગુણોથી ભરેલા હોવાથી અને તેમને બાલ્યાવસ્થાથી જ સત્‌શિક્ષણ પ્રાપ્ત થયેલું નહિં હોવાથી હમેશાં તેઓ દુષ્કૃત્ય કરવામાં જ મચ્યા રહે છે. અરે! તેમને એવા જ પાપકર્મ કરવામાં જ આનંદ પ્રાપ્ત થાય છે. તેમને

સત્સંગ ગમતો જ નથી! સત્સંગ હોય, પ્રતિદિન સતશાસ્ત્રોનું શ્રવણ મનન હોય અને સતપુરૂષોના સમાગમથી આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત થયું હોય, આલોક અને પરલોકનાં સુખનાં સાધનો તેના મનમાં ઠસ્યાં હોય અને તે સતકર્મમાં જ પ્રવૃત્તિ કરી રહ્યો હોય તોજ તેને મોક્ષ પ્રાપ્તિ થાય છે, અને ત્યારે જ તેને અનંત અખંડ સુખ પ્રાપ્ત થાય છે. આ સંસાર તો કર્મક્ષેત્ર છે. કર્મનાં સારાં–નરસાં–જેવાં બીજ મનુષ્યો વાવે છે તેનાં તેવાં સારાં–નરસાં ફળ તેને ભોગવવાં પડે છે. માટે જ હમેશાં સતશાસ્ત્રોનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવું એ મનુષ્યનો ધર્મ છે. મનુષ્યને કોઈ એક દિવસ પરલોકમાં જવાનું નિશ્ચિત છે. મનુષ્ય આ લોકમાં વિવિધ પ્રકારનાં સુખ–શાંતિ શોધે છે, અને તે ભોગવવા ઇચ્છે છે તેજ પ્રમાણે તેણે પરલોકનાં સુખ–શાંતિ શોધી તે પ્રમાણે પોતાનું વર્તન રાખવું જોઈએ. યોગનાં અંગો યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિનું જ્ઞાન સતપુરૂષો દ્વારા પ્રાપ્ત કરી તે પ્રમાણે વર્તવું જોઈએ તેથીજ આલોક અને પરલોકનું સુખ–શાંતિ પ્રાપ્ત થશે. સતવિદ્યાના સંસ્કાર વગર બુદ્ધિ પરિપકવ થતી નથી. તેથીજ તે બુદ્ધિ સતજ્ઞાન ગ્રહણ કરવા લાયક થતી નથી. અંધકારમય ઘરમાં દીપકનો પ્રકાશ થતાં જ જેમ સર્વત્ર પ્રકાશ ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે સતવિદ્યા રૂપી દીપકનો પ્રકાશ અવિદ્યારૂપી મન ઉપર પડતાં જ બુદ્ધિ ઉપર તેનો પ્રકાશ પડે છે, અને તે મન સતજ્ઞાન ગ્રહણ કરવા સમર્થ થાય છે. સત્ય જેવું અન્ય કોઈ તપ નથી. સત્ય બોલવું, સત્યાચરણપૂર્વક વર્તવું અને સત્યકર્મ કરવાં, એ મ્હોટામાં મ્હોટું તપ છે. એ પ્રમાણે વર્તવાથી જ હરિશ્ચંદ્ર રાજાએ જગતમાં સર્વ સ્થળે અમર કીર્તિ પ્રાપ્ત કરી

છે. રાગદ્વેષ જેવું અન્ય કોઈ દુઃખ નથી. કામ, ક્રોધ એ પણ દુઃખ પ્રાપ્ત કરાવનાર વિષયો છે. માટે હે યુધિષ્ઠિર! ત્હારે જો શાંતિ પ્રાપ્ત કરવી હોય, અખંડ અનંત સુખના ભોક્તા થવું હોય તો મ્હેં કહેલાં ઉપરોક્ત સાધનો દ્વારા ત્હારો સન્માર્ગ તું ગ્રહણ કર ? પ્રત્યેક રાજાઓએ અને પ્રત્યેક મનુષ્યોએ એ માર્ગ ગ્રહણ કરવો ઉચિત્ છે."

એ સાંભળી યુધિષ્ઠિરે પુનઃ પ્રશ્ન કર્યો :

**अनेकांतं बहुद्वारं धर्ममाहुर्मनोषणः ।**
**किं निष्टितं भवेदत्र तन्मे ब्रूहि पितामह ॥**

અર્થાત્ : "મ્હોટા પુરૂષોએ ધર્મના અનેક માર્ગ દર્શાવ્યા છે. તેનો મૂખ્ય માર્ગ કયો છે તે મ્હને શ્રવણ કરાવો. ઋષિ-મુનિયોએ ભિન્નભિન્ન માર્ગે વર્તવાનું કહ્યું છે તેથી ગુંચવણ થાય એ સ્વાભાવિક છે. ઓ વયોવૃદ્ધ પૂજ્ય દાદાજી! આપ તપોવૃદ્ધ છો. આપનું અનુભવસિદ્ધ જ્ઞાન હોવાથી આપના દર્શાવેલા માર્ગે ગમન કરવું એ મ્હને શ્રેયસ્કર થઈ પડશે."

ભીષ્મપિતામહે ઉત્તર દીધો :

**अहिंसा सत्यमक्रोधमानृशस्यं दमस्तथा ।**
**आर्जवंचैव राजेन्द्र निश्चितं धर्म लक्षणम् ॥**

અર્થાત્ : "પ્રાણી માત્રને પોતાના આત્મા સમાન સમજીને તેને કોઈ પણ પ્રકારે ત્રાસ ન આપવો, આચાર, વિચાર અને ઉચ્ચારમાં અહિંસા ધર્મનું પાલન કરવું, ક્રોધનો ત્યાગ કરવો, દુષ્ટપણું છોડી દેવું, ઈન્દ્રિયોનું દમન કરવું અને

નમ્રતાનો સ્વીકાર એજ રાજધર્મનાં મૂખ્ય લક્ષણો છે." એ સાંભળી ધર્મરાજાએ પુનઃ પ્રશ્ન કર્યો :

**कीदृशाः साधवो विप्राः केभ्या दत्तं महाफलम् ।**
**कीदृशानांच भोक्तव्यं तन्मे ब्रूहि पितामह ॥**

અર્થાત્: "હે પરમપૂજનીય દાદાજી! કેવા બ્રાહ્મણને દાન આપવાથી તેમજ ભોજન કરાવ્યાથી મહાન્ પુણ્ય થાય તે મ્હને સમજાવો."

ભીષ્મપિતામહે ઉત્તર દીધો કેઃ

**अक्रोधना धर्मपराः सत्यनित्या दमे रताः ।**
**तादृशाः साधवो विप्रास्तेभ्यो दत्तं महाफलम् ॥**

અર્થાત્: "હે પાંડુશ્રેષ્ટ! જે બ્રાહ્મણ ક્રોધરહિત હોય, ધર્મ પ્રમાણે વર્તનાર હોય, સત્ય વચન બોલતો હોય, ઈન્દ્રિયોનું દમન કરનાર, ઈન્દ્રિયોને પોતાના સ્વાધિનમાં રાખનાર હોય, તેજ બ્રાહ્મણ સર્વશ્રેષ્ઠ કહેવાય છે. એવા બ્રાહ્મણને દાન કરવાનું મહાન્ પુણ્ય છે."

**अमानिनः सर्वसहा गूढार्था विजितेन्द्रियाः ।**
**सर्वभूतहिता मैत्रास्तेभ्यो दत्तं महाफलम् ॥**

અર્થાત્: "ગર્વ રહિત, સહનશીલ, ધર્મ પ્રમાણે વર્તનાર, ઈન્દ્રિયોનો સંયમ કરનાર અને પ્રાણી માત્રનું કલ્યાણ કરવાની ઈચ્છા રાખનાર, એવા મિત્રોને દાન આપવું અતિશય પુણ્યકારક છે.

શાંતિપર્વના દશમા અધ્યાયમાં યુધિષ્ઠિરે વિશેષ પ્રશ્ન પુછ્યો કે :

**यद्वरं सर्वतीर्थानां तन्मे ब्रूहि पितामह ।**
**यत्रचैव परंशौचं तन्मे व्याख्यातुमर्हसि ॥**

અર્થાત્: "પરમપૂજનીય દાદાજી! સર્વ તીર્થમાં શ્રેષ્ઠ તીર્થસ્થાન કયું અને પવિત્રતા કોને કહે છે તે પણ મ્હને સંભળાવવાની કૃપા કરો."

ભીષ્મપિતામહે આનંદયુક્ત સ્વરે ઉત્તર દીધો કે:

**अगाध विमले शुद्धे सत्यतोये धृति ह्रदे ।**
**स्नातव्यं मानसे तीर्थे सत्यमालंब्य शाश्वतम् ॥**

અર્થાત્: "હે ધર્મમૂર્તિ! તમારો પ્રશ્ન સાંભળી મ્હને ઘણો આનંદ થયો છે. તમારી એ પવિત્ર વૃત્તિને પણ ધન્ય છે. તમારા પ્રશ્નનો ઉત્તર શ્રવણ કરો. માનસરૂપી તીર્થમાં સ્નાન કરવું એજ મનુષ્યને માટે ઉચિત છે. એ તીર્થમાં શું હોવું જોઈએ? શ્રવણ કરો. ધૈર્ય રૂપી તળપ્રદેશ અને તે પ્રદેશમાં સત્યરૂપ શુદ્ધ, સ્વચ્છ અને ભરપૂર જલ હોવું જોઈએ. એવા તલપ્રદેશરૂપી સરિતામાં સ્નાન કરી મનુષ્યે હમેશાં સત્યાચરણ કરવું." મનુષ્યનું હૃદય એ માનસિક તીર્થ સરોવર જેવું સ્થાન છે. તે હૃદય સત્યાચરણથી અતિ શુદ્ધ, નિર્મલ, અને પવિત્ર કરવું જોઈએ. તે માનસ–સરોવર જરા પણ મલિન ન હોવું જોઈએ. જો તે સરોવર પવિત્ર હશે તો તેમાં સ્નાન કરવાથી અનેક પવિત્ર તીર્થસ્થાનોમાં સ્નાન કરવા જેટલું ફળ મળે છે. શાસ્ત્રકારો કહે છે કે: જેનું મન પવિત્ર છે. તેને માટે તેનો દેહ જ પવિત્ર તીર્થસ્નાન રૂપ છે. તે મનુષ્ય સદા પવિત્ર હોવાથી તેને અન્ય કોઈ તીર્થમાં સ્નાન કરવાની આવશ્યકતા નથી.

**मनसा च प्रदीप्तेन ब्रह्मज्ञान जलेन च ।**
**स्नाति यो मानसे तीर्थे तत् स्नानं तत्त्वदर्शिनाम् ॥**

અર્થાત્: "બ્રહ્મજ્ઞાન રૂપી પવિત્ર જલથી યુક્ત થયેલા માનસ-તીર્થમાં આનંદિત અંતઃકરણ દ્વારા જે મનુષ્ય સ્નાન કરે છે તેણેજ સાચું તીર્થસ્નાન કર્યું એવું બુદ્ધિમાન પુરૂષો સમજે છે." હૃદય સરોવરમાં બ્રહ્મજ્ઞાનરૂપી જળ ભરવાને માટેજ શાસ્ત્ર શ્રવણ અને સત્સંગની આવશ્યકતા છે. હે રાજન્! તમે પ્રતિદિન સત્‌શાસ્ત્ર શ્રવણ અને સારા સારા મહાત્માઓની સંગતિ દ્વારા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરો એજ મ્હારો ઉપદેશ છે. સત્‌શાસ્ત્રનું શ્રવણ અને સત્સંગતિ વિના અનેક રાજાઓ અનીતિ અને અધર્મને માર્ગે ચઢી ગયા છે અને અંતે તેઓ અનેક પ્રકારનાં દુઃખ ભોગવી રૌરવ નરકમાં પડયા છે માટે સત્સંગ કરો, સત્સંગ કરો!

યુધિષ્ટિરે પુનઃ પ્રશ્ન કર્યો કેઃ

**ऋषयो ब्राह्मणा देवाः प्रशंसंति महामते ।**
**अहिंसालक्षणं धर्म वेदप्रामाण्यदर्शनात् ॥**
**कर्मणा मनुजः कुर्वन् हिंसां पार्थिवसत्तम् ।**
**वाचा च मनसा चैव कथं दुःखात् प्रमुच्यते ॥**

અર્થાત્: "હે રાજર્ષિ પિતામહ! ઋષી, બ્રાહ્મણ અને જ્ઞાની પુરૂષો, વેદ અને શાસ્ત્રનાં વચનો કરતાં અહિંસાની વિશેષ પ્રશંસા કરે છે. તેથીજ પ્રશ્ન થાય છે કેઃ મનસા, વાચા અને કર્મણા, એ ત્રણ માર્ગે હિંસા કરવાના દુઃખમાંથી-પાપમાંથી-મનુષ્ય કેવી રીતે મુક્ત થઈ શકે છે તે સંભળાવવા કૃપા કરો."

આ પ્રશ્નનો ગૂઢ ભાવાર્થ ભીષ્મપિતામહ મનમાં જ સમજી ગયા. તેમણે ઉત્તર દીધો:

**पूर्वन्तु मनसा त्यक्त्वा तथा वाचाथ कर्मणा।**
**न भक्षयति यो मांसं त्रिविधं स विमुच्यते॥**

અર્થાત્: "પ્રથમ મન દ્વારા, પછી વાચા દ્વારા, અને તે પછી આચરણ દ્વારા જે પુરૂષ માંસ ભક્ષણ કરતો નથી તે ઉપરોકત ત્રણ પ્રકારનાં પાપમાંથી રક્ષણ મેળવે છે."

ભીષ્મપિતામહનું શરીર, બ્રહ્મચર્ય અને સત્યાચરણને પ્રતાપે અતિ બળવાન હતું. બ્રહ્મચર્યની પ્રતિજ્ઞાને પ્રતાપે તેમના શરીરમાં સર્વદા અખુટ બળ હતું. શરીરમાં અનેક સ્થળે બાણના મર્મભેદક ઘા વાગેલા હોવા છતાં સર્વ દુઃખ સહન કરીને તેઓ અદ્યાપિ પર્યંત જીવંત રહ્યા અને સર્વને સદ્ઉપદેશ કર્યો તે સર્વ તેમના વીર્ય રક્ષણનો અદ્‌ભૂત પ્રભાવ હતો. તેમણે પોતાના જીવનમાં મન, વાણી યા કર્મ દ્વારા પરસ્ત્રીનું ચિંતન કે વિષય ભોગવિલાસની ઇચ્છા રાખી ન હતી તેથીજ તેમણે સ્વશરીરમાં અખુટ બળ સંચય કર્યો હતો. તેમ ન હોત તો તેમના દ્વારા આટલું બધું મહાન્ કાર્ય થઈ શકત શી રીતે? અશકત પુરૂષો પોતાનું જ રક્ષણ કરી શકતા નથી ત્યાં પછી પારકાનું રક્ષણ કરવા જેવો પરોપકાર તો તેઓ શી રીતે કરી શકે? રાતદિવસ વિષય ભોગવિલાસમાં ગુંથાઈ રહેનાર પુરૂષોના શરીરમાં વીર્ય-સંચય ન હોવાથી બળ હોય જ ક્યાંથી? નિર્બલ પુરૂષોનો આત્મા બળવાન્ હોય તો પણ તે પૂર્ણ રીતે પોતાનો ઉદ્દેશ્ય સાધ્ય કરી શકતો નથી તેથી જે મનુષ્યોનો દેહ પરોપકારને માટે હોય તેમણે તો બ્રહ્મચર્ય, સત્ય, સંયમ, તપ આદિ વિષયો પ્રત્યે અવશ્ય લક્ષ્ય આપવું જોઈએ અને તેમણે પોતાનું શારીરિક બળ શ્રેષ્ઠ રાખવું જોઈએ."

આ સમયે ભીષ્મપિતામહના શરીરમાંથી વિશેષ રક્ત પ્રવાહ વહેવા લાગ્યો અને તેમને વિશેષ દુઃખ થવા લાગ્યું. તેથી તેમનું શરીર અધિક દુર્બલ થવા લાગ્યું. યોગ–શક્તિથી તેમણે અનેક દિવસ પર્યંત પોતાના પ્રાણ ટકાવી રાખ્યા હતા પરંતુ ઇશ્વરના નિયમનું ઉલ્લંઘન કેવી રીતે થઈ શકે? પંચભૂતાત્મક શરીરનો અંતકાળ એક દિવસ હોય છે જ. તે નિયમ પ્રમાણે ભીષ્મપિતામહના શરીર ઉપર મૃત્યુનાં સર્વ ચિન્હો દેખાવા લાગ્યાં. ત્યાં બેઠેલાં સર્વ મનુષ્યો સમજ્યાં કે હવે એ મહાપુરૂષનો આત્મા સ્વર્ગમાં સિધાવી જશે. સર્વને ઉપદેશ કરવાના કાર્યમાંથી મુક્ત થયા પછી ભીષ્મપિતામહ આનંદપૂર્વક મૃત્યુની વાટ જોવા લાગ્યા. મૃત્યુને માટે તૈયાર રહેવું એ કાંઈ ન્હાની સુની વાત નથી. પરંતુ ભીષ્મપિતામહ જેવા રાજર્ષિ મહાપુરૂષને મૃત્યુનો ભય કેવો હોય? તેઓ જાણતા હતા કે આજ નહિં તો કાલ, એક દિવસ અવસ્ય મૃત્યુ પ્રાપ્ત થવાનું જ છે. એમ જાણવાથી તેઓ હમેશાં ધર્માચરણ કરતા હતા અને આયુષ્યની એક ક્ષણ પણ વ્યર્થ કાર્યમાં વ્યતીત કરતા ન હતા. મૃત્યુ એ ભયંકર અને ભીતિપ્રદ હોય છે એ સત્ય છે પરંતુ તે કોને માટે? જે મનુષ્યો જીવનનું રહસ્ય સમજ્યા નથી અને પોતાના કર્તવ્ય કર્મ પ્રત્યે લક્ષ્ય નહિં આપતાં જે મનુષ્ય સંસારના પ્રાપંચિક વિષય ભોગમાં જ ગુંથાઈ રહ્યો છે તેને માટે જ મૃત્યુ ભયંકર છે. મહાન્ પુરૂષો પોતાનું કર્તવ્ય કર્મ સંપાદન કરીને ઈશ્વરી આજ્ઞા પાલન કરે છે અને અંતે શાંતિથી પ્રાણત્યાગ કરે છે. એવા મહાન્ પુરૂષોને અંતકાળને સમયે કાંઈ પણ દુઃખ થતું જ નથી. તેઓ હાસ્ય-ભરિત મુખે મૃત્યુને ભેટે છે અને તે સમયે પણ તેમને આનંદ જ થાય છે.

પોતાનો અંતકાળ સમીપ આવેલો જોઈ ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને સર્વ બંધુ બાંધવોને બોલાવવાની આજ્ઞા કરી. તત્કાળ ધૃતરાષ્ટ્ર, ગાંધારી, કુંતી અને કૌરવ વંશની સર્વ સ્ત્રીઓને ત્યાં બોલાવી મંગાવ્યાં. યુધિષ્ઠિરે ભીષ્મપિતામહને કહ્યું કે: "હે વૃદ્ધ પિતામહ! અમે સર્વ એકત્ર થયાં છીએ. આપ હવે આજ્ઞા સંભળાવો. અમે તે પાલન કરવા તૈયાર છીએ."

આ સમયે ભીષ્મપિતામહ સમાધિમાં નિમગ્ન હતા. તેથી યુધિષ્ઠિરે પુનઃ તેમને આજ્ઞા સંભળાવવાની વિનતિ કરી. ભીષ્મપિતામહે નેત્ર ઉઘાડી સર્વના સ્હામે દ્રષ્ટિ ફેરવી. પછી પ્રેમપૂર્વક યુધિષ્ઠિરનો હાથ પોતાના હાથમાં લઈ કહ્યું કે:

"વત્સ! તમે સર્વ કુટુંબીજનોને અહીં બોલાવ્યાં તેથી મ્હને ઘણો આનંદ થયો છે. અઠ્ઠાવન દીવસથી હું આ સ્થળે શયન કરી રહ્યો છું. હવે માઘ મહિનો શરૂ થયો છે. હવે આપણી આ છેલ્લી મુલાકાત છે."

ધૃતરાષ્ટ્રને ઉદ્દેશી ભીષ્મપિતામહે કહ્યું કે: "હે કુરૂશ્રેષ્ઠ! તમને મનુષ્યના સર્વ ધર્મની માહિતી છે. મહાત્મા વિદુરને મુખેથી તમે વેદનું પવિત્ર જ્ઞાન પણ શ્રવણ કર્યું છે તેથી તમે જાણો છો કે મૃત્યુ એ પ્રત્યેક જીવાત્માને માટે નિર્માણ થયું છે. જે કાંઈ થવાનું હતું તે થયું. તેને માટે હવે તમે લેશ માત્ર પણ શોક કરશો નહિ. યુધિષ્ઠિર હમેશાં ધર્મ પ્રમાણે વર્તે છે તેને પુત્ર સમાન માનજો. તે તમને પિતા સમજીને તમારી સેવા સારી પેઠે કરશે. તમારી સેવા કરવામાં તે પોતાનો દેહ અર્પણ કરવા સદા તૈયાર જ છે. તમારા પુત્રો અત્યંત દ્વેષી અને

લોભી હતા તેથી તેમને તેમનાં કર્મનું ફળ પ્રાપ્ત થયું છે. તે સંબંધી શોક કરવો હવે યોગ્ય નથી."

ત્યારપછી શ્રીકૃષ્ણ ભગવાન તરફ દ્રષ્ટિ ફેરવી ભીષ્મપિતામહે કહ્યું કે: "ભગવન્! આપ હમેશાં પાંડવોનું સંરક્ષણ કરજો. અત્યાર સુધી આપે તેમજ કર્યું છે. સત્યનો જ જય થાય છે. શ્રીકૃષ્ણ સત્યના જ પક્ષમાં રહે છે. માટે પાંડવો સાથે સલાહ કરવાની મ્હેં દુર્યોધનને હમેશાં સલાહ આપી હતી પરંતુ તે દુષ્ટે મ્હારી સલાહ માની નહિં તેથી તેને તેના કર્મનું ફળ મળ્યું છે."

તે પછી ભીષ્મપિતામહે સર્વને ઉદ્દેશીને કહ્યું કે: "હવે તમે સર્વ શોકનો ત્યાગ કરી મ્હને પરબ્રહ્મમાં લીન થવાની આજ્ઞા આપો. તમે સર્વે હમેશાં ધર્મ પ્રમાણે વર્તવાનો નિશ્ચય કરો. સત્ય એજ એક મહાન્ શક્તિ છે. સત્યને માર્ગે જવું એજ સર્વને માટે ઉચિત છે."

આટલો ઉપદેશ કર્યા પછી તેમના શરીરનાં પ્રત્યેક અંગમાંથી જીવાત્માનો (જ્યોતિ) પ્રકાશ બહાર નિકળવા લાગ્યો. તેમના રોમરોમમાંથી આત્મજ્યોતિ વિકસતી જણાતી હતી. આ દ્રષ્ય જોવા જેવું લાગતું હતું! આ દ્રશ્ય જોઈ સર્વને અતિશય આશ્ચર્ય થયું. અંતે આત્મજ્યોતિ મસ્તકદ્વારથી બહાર નિકળી અને આકાશગમન કરી ગઈ! આ પ્રમાણે ભારતવર્ષના મહાત્મા પુરૂષનો અંત આવ્યો. ભીષ્મપિતામહની આ સ્થિતિ જોઈ સર્વના મુખમાંથી એકજ ઉદ્દગાર નિકળ્યા કે: "**સત્ય મૃત્યુ તો આનુંજ નામ.**"

ø

# ૯–ભીષ્મપિતામહનો ઉપદેશ અને સ્વર્ગગમન.

ભીષ્મપિતામહનો પવિત્રાત્મા સ્વર્ગ ગમન કરી ગયો. હવે માત્ર તેમનું પંચમહાભૂતાત્મક જડ શરીર ત્યાં પડ્યું હતું. તે શરીરરૂપી આત્મમંદિર ઘણું પવિત્ર હતું તેથી સુખડનાં કાષ્ટ, ઘી વિગેરે પવિત્ર વસ્તુઓની સહાયથી તેનો અન્ત્યેષ્ટિ સંસ્કાર કરવાની તૈયારી થઈ. પ્રથમ સુખડનાં કાષ્ટની ચિતા બનાવવામાં આવી. તેના ઉપર સુગંધી દ્રવ્યો પાથરવામાં આવ્યાં. મધ્યમાં ભીષ્મઋષિનો દેહ મૂક્યો અને તેને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો. વેદમંત્રોદ્વારા ઘીની આહુતિઓ આપવા માંડી. અંતે છેલ્લા કર્મ-સંસ્કાર કરીને સર્વ મનુષ્યો પોતપોતાને ઘેર વિદાય થયાં.

આ પ્રમાણે ભારતવર્ષના સહસ્ત્રરશ્મિ, મનુષ્ય માત્રનો આદર્શ, ધર્મની સાક્ષાત્ મૂર્તિ અને ક્ષત્રિયોનો મેરૂમણી હમેશને માટે સ્વર્ગગમન કરી ગયો. સર્વ મનુષ્ય પ્રાણીને માટે મૃત્યુ અવશ્ય નિર્માણ થયું છે પરંતુ પ્રત્યેક પુરૂષે પોતાના આયુષ્યની પ્રત્યેક અવસ્થામાં ઉચિત કર્મ કરીને ભીષ્મપિતામહની પેઠે મૃત્યુને આધિન થવું એજ તેમનો ધર્મ છે. ભીષ્મપિતામહના પછી ભારતવર્ષમાં અનેક નરરત્નોનો જન્મ થયો છે પરંતુ રાજર્ષિ ભીષ્મ જેવો એક પણ પુરૂષ જન્મ્યો નથી એ સત્ય.

ॐ

## ૧૦—ભીષ્મચરિત્ર દ્વારા ઉપદેશ.

પ્રિય વાંચક ! ભીષ્મપિતામહનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આદર કરવામાં આવ્યું છે. હવે એ બ્રહ્મચારી મહાપુરૂષમાં ક્યા ક્યા સદ્દગુણ હતા તે આપણે જોઈએ. તેમજ તે સદ્દગુણ દ્વારા પુરૂષ સમાજને કેવો ઉપદેશ ગ્રહણ કરવાનો છે તેનો વિચાર કરીએ. શું એવા મહાપુરૂષ સમાજને માટે ભૂષણરૂપ નથી? શું એવા મહાપુરૂષો ઉન્નતિ માર્ગ વિકસિત કરતા નથી? સંસારનાં વિષય—ભોગાદિક સુખને લાત મારી ચક્રવર્ત્તી સાર્વભૌમ રાજાઓનો ભય નહિં રાખતાં, પોતાની જ પ્રતિજ્ઞા પાલન કરે છે તેજ સાચો મહાપુરૂષ કહેવાય છે. એ મહાન્ સદ્દગુણ ભીષ્મ-પિતામહમાં હતો, તેથીજ અમે નમ્રતાપૂર્વક પ્રાર્થના કરીએ છીએ કેઃ તેમના એ સદ્દગુણ પ્રમાણે દ્દઢતાપૂર્વક વર્તવાનું લક્ષ્યમાં રાખો અને તે પ્રમાણે વર્તો.

**વિદ્વતા**—મહાભારતનું અનુશાસન પર્વ વાંચવાથી ભીષ્મપિતામહની વિદ્વતા અને તેમની પરા અને અપરા વિદ્યાની પારંગતતા સંપૂર્ણ રીતે સમજાય છે. એ વિદ્યાને પ્રતાપેજ–સંસ્કારથીજ–તેમના આયુષ્યને સવિશેષ મહત્વ પ્રાપ્ત થયું છે. તે સમયના પવિત્ર શિક્ષણને લીધેજ બ્રહ્મચારી હોવા છતાં તેઓ સંપૂર્ણ અને નિષ્કલંક રહ્યા હતા. એ સતવિદ્યાના પ્રતાપને લીધે જ શ્રીકૃષ્ણ ભગવાન પણ તેમના ઉપર પ્રસન્ન રહેતા અને તેમને સન્માન આપતા હતા. કેટલાક વિદ્વાનો એમ સમજતા હશે કે: ભીષ્મ પણ આજકાલના વિદ્વાન જેવા વિદ્વાન હશે પરંતુ એ તેમની મ્હોટી ભૂલ છે. વર્તમાન સમયના ભારતીય વિદ્વાનોને કેવળ અક્ષર–જ્ઞાન વિશેષ છે પરંતુ મૂળ અધ્યાત્મ તત્વનું જ્ઞાન અર્થાત્ તેમને પ્રતિજ્ઞા સંપૂર્ણ રીતે પાલન કરવાનું જ્ઞાન નથી. તેનું કારણ એ છે કે: માત્ર વિદ્યાપીઠમાં પરીક્ષા આપી મ્હોટી મ્હોટી પદવી પ્રાપ્ત કરવા માટે જ તેઓ શાસ્ત્રના ગ્રંથોનું અધ્યયન કરે છે. સંસ્કૃતનો ધુરંધર પંડિત કોણ હોઈ શકે? આ પ્રશ્નનો ઉત્તર એજ કે: "જે એકાદ કારિકા ઉપર, કૌમુદીના એકાદ સૂત્ર ઉપર, વેદાંત અન્તર્ગત ઘટાકાશ આદિ વિષય ઉપર બે કલાક વ્યાખ્યાન આપી શકે તેને જ સમર્થ વિદ્વાન કહેવામાં આવે છે પરંતુ વૈશેષિકના કર્તા કણાદે વિદ્યાનાં લક્ષણ વર્ણવતાં કહ્યું છે કે:

"**अदुष्टं विद्या॥**" **वै. अ. ९. आ. २. सू. १२.**

"જે અદૃષ્ટ અર્થાત યથાર્થ હોય તેને જ વિદ્યા કહેવામાં આવે છે." ભીષ્મપિતામહને સર્વ વિષયોનું યથાર્થ જ્ઞાન હતું તેથી જ તે સાચા વિદ્વાન હતા.

**પરોપકાર**—ભીષ્મપિતામહનો આત્મા મહાન્ બળવાન હતો. તેઓ બીજાના સુખને માટે પોતાના સુખને યત્કિંચિત પણ સમજતા નહિ અને તે સુખનો ત્યાગ કરતા હતા. તેમણે પિતાના સુખને માટે સર્વ રાજ્યસુખનો ત્યાગ કર્યો અને પિતાની આજ્ઞા સિવાય તે રાજ્યમાંથી એક પણ વસ્તુ તેમણે ગ્રહણ કરી નહિ. તેમ કરવામાં તેઓ મ્હોટું પાપ સમજતા હતા. રાજ્યમાં કેટલાએ પ્રકારનાં સુખ ઉપભોગનાં સાધનો હોવા છતાં મેરૂ પર્વત જેવા તેમના નિશ્ચલ દ્રઢ મનને તેમાંનું એક પણ સાધન ચળાયમાન કરી શક્યું નહિ. તેમનો એ મનોસંયમ શું જેવો તેવો છે? આજના ક્યા રાજા કે રાજપુત્રમાં આવો મનઃસંયમ જોવામાં આવે છે?

**ધૈર્ય**—ભીષ્મપિતામહનું મનઃધૈર્ય અવર્ણનીય હતું. તેમણે એક વખત પ્રતિજ્ઞા કરી તેનું પાલન કરવા માટે કેટલાંએ કષ્ટ સહન કર્યાં છતાં તેનો ત્યાગ કર્યો નહિ. તેમની માતા સત્યવતીએ જ્યારે તેમને બંધુ–પત્નિઓ સાથે નિયોગ કરી રાજપુત્ર ઉત્પન્ન કરવાની સલાહ આપી તે વખતે ભીષ્મપિતામહે કેટલું ધૈર્ય ધારણ કરીને ઉત્તર આપ્યો? ધૈર્ય એજ ધર્મનું પ્રથમ અંગ છે. તે ભીષ્મના મનમાં સંપૂર્ણપણે નિવાસ કરી રહ્યું હતું.

**સત્યપ્રિયતા**—દુર્યોધનના સ્વાધિનમાં રહેવા છતાં ભીષ્મપિતામહ દુર્યોધનને નિર્ભય ચિત્તે ઉપદેશ દેતા કેઃ “ પાંડવો સત્યધર્માચરણીઃ છે. તમે તેમના ઉપર રાગદ્વેષ રાખો છો. માટે હઠનો ત્યાગ કરી તેમની સાથે સલાહસંપ રાખો.” કૌરવોના અન્નથી તેમનો દેહ પુષ્ટ થયો હોવાથી તેઓ કૌરવોના

પક્ષમાં રહી યુદ્ધ કરતા હતા પરંતુ અંતઃકરણથી પાંડવોનોજ વિજય સર્વદા ઇચ્છતા હતા. એજ તેમની સત્યપ્રિયતા! હે મહાપુરૂષ ભીષ્મદેવ! સંસારમાં તમારા જેવા સત્યપ્રિય મહાપુરૂષ થવું કઠિન છે!

**સહનશીલતા**—દુઃખને પ્રસંગે ભીષ્મપિતામહે બ્હીકણ પુરૂષની પેઠે નહિં પણ એક મહાન્ વીર પુરૂષની પેઠે તે સહન કર્યું છે. તેમના શરીરે અનેક તીક્ષ્ણ બાણના ઘા વાગ્યા હતા, અસહ્ય દુઃખ વેદના થતી હતી, તેમ છતાં તેમના મુખમાંથી "અરે!" જેવો એક પણ શબ્દ કદી નિકળ્યો નથી. તેઓ રણક્ષેત્ર ઉપર મૂર્છિત થઈને પડ્યા હતા તે વખતે પણ તેમના મુખ ઉપર દુઃખનું એક પણ ચિન્હ જોવામાં આવ્યું ન હતું. પોતાને દુઃખ થાય છે કે પીડા થાય છે એવા પણ ઉદ્ગાર તેમણે કોઈના સમક્ષ કહ્યો નથી. ઉલ્ટું પોતાને એક વીરને ઉચિત મૃત્યુ પ્રાપ્ત થશે એવા ઉદ્ગાર જણાવી સંતોષ માનતા હતા. બાણની ખૂંચે એવી તીક્ષ્ણ ધારવાળી શૈયા ઉપર અઠ્ઠાવન દિવસ પર્યંત શયન કરવા છતાં જાણ તેઓ રેશમી ગાદલામાં શયન કરી રહ્યા હોય એમ જ માનતા હતા. તેમને રેશમી ગાદલાં કે ગોદડાં કે મ્હોટી તળાઈઓની ખોટ ન હતી, તેમ છતાં બાણશૈયા ઉપર શયન કરી આનંદ માનતા હતા એ તેમની સહન શક્તિને ધન્ય છે!

**બાલબ્રહ્મચર્ય**—વીર્યનું રક્ષણ કરી બ્રહ્મચર્યનું પાલન કર્યું હશે તેનેજ તેની કઠિનતાનું ભાન થાય છે. પશુઓની પેઠે જે મનુષ્યો નિત્ય વિષયભોગમાં મચ્યા રહેતા હોય તેને બ્રહ્મચર્ય

પાલનમાં ભીષ્મપિતામહ કેટલા શ્રેષ્ઠ હતા તે પણ તેમને સમજાય શી રીતે? પરંતુ ભીષ્મપિતામહનું જીવનચરિત્ર વાંચક એટલું જ ધ્યાનમાં રાખે કે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ઋતુ સમયે જ સંયોગ કરવો ઉચિત છે. ગમે તે સમયે, ગમે તે દિવસે, ભોગવિલાસમાં મચ્યા રહેવું એ તો પશુનું જ અનુકરણ છે, એટલું જ જો મનુષ્યો લક્ષમાં રાખશે તો ભીષ્મપિતામહમાં બ્રહ્મચર્યનો જે મહાન્ સદ્‌ગુણ હતો તેનું મહત્વ સમજાશે. બ્રહ્મચર્યના પ્રતાપે જ તેમણે વૃદ્ધાવસ્થામાં પણ બળપૂર્વક યુદ્ધ કર્યું અને કેટલાક દિવસ પર્યંત શરશૈયા પર શયન કરી રહ્યા હતા. ભીષ્મના જીવનચરિત્ર-માંથી એ એકજ સદ્‌ગુણ એક પણ વાચક ગૃહસ્થ ગ્રહણ કરશે તો અમારા પરિશ્રમનું સાર્થક્ય થશે એમ સમજીશું.

**નિષ્કામના**—ભીષ્મપિતામહે જે કાર્યો કર્યાં તેમાં તેમને ફલપ્રાપ્તિની કાંઈ પણ ઈચ્છા ન હતી. કોઈ એક દુઃખી દરિદ્રીને આપણે કાંઈ દાન આપીએ છીએ ત્યારે તેની પાસેથી કામ લેવાની આપણને ઈચ્છા થાય છે અને તેને આપણો સેવક જ સમજીએ છીએ! અર્થાત વર્તમાન સમયમાં નિઃસ્વાર્થ દાન ભાગ્યેજ અપાતું જોવામાં આવે છે. વળી કોઈને દાન આપ્યા પછી જો તેનાથી આપણું કોઈ કામ થતું નથી તો આપણે તેને કૃતઘ્ન કહેવામાં પણ વિચાર કરતા નથી. કોઈના ઉપર થોડો ઉપકાર કર્યા પછી તે આપણી ગૃહસ્થાઈની પ્રશંસા કરે એવો પણ આપણને વિચાર થાય છે. પરંતુ આવું દાન-ધર્મ એ કેવળ સ્વાર્થમય છે. ભગવતગીતામાં કહ્યા પ્રમાણે તે નિસ્વાર્થ દાન કહેવાય નહિ તેમજ નિઃષ્કામ ભક્તિ પણ કહેવાય નહિ. એવા દાનમાં તો કાંઈને કાંઈ સ્વાર્થ રહેલો જ હોય છે. ભીષ્મપિતા-

મહે પોતાનું નિઃસ્વાર્થ કર્તવ્ય કર્મ સમજીને જ યુદ્ધ કર્યું હતું. તેમ કરવામાં તેમને કોઈ મ્હોટો ખેતાબ કે પદવી પ્રાપ્ત કરવાની ઇચ્છા જ ન હતી, તેમજ કૌરવો તરફથી ધન્યવાદ કે પ્રસંશા મેળવવા પણ યુદ્ધ કર્યું ન હતું. તેમણે કૌરવોને યથાશક્તિ જે કાંઈ સહાય કરી તેમાં સિદ્ધાંત એ હતો કે:

निंदंतु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समविशतु गच्छतु वा यथेष्टम्।
अद्यैव वा मरणमस्तु युगांतरे वा
न्याय्यात्पथः प्रविचलंति पदं न धीराः॥ भर्तृहरि.

"ભલેને કોઈ નિન્દા વા સ્તુતિ કરે, ભલેને ગમે તેટલી લક્ષ્મી આવે અને જાય, મૃત્યુ અત્યારે આવે કે ગમે ત્યારે આવે પરંતુ ધીર પુરૂષો પોતાના ન્યાય પરાયણ માર્ગથી વિચલિત થતા નથી."

એ સિદ્ધાંત પ્રમાણે વર્તનાર મનુષ્યો જ નિષ્કામ કર્તવ્ય કરનાર કહી શકાશે. તેઓ કોઈ પ્રકારના લોભ લાલચથી પ્રેરાઈ કોઈ પણ કાર્ય કરતા નથી. ગમે તેટલો લોભ કે લાલચ તેના સમક્ષ આવે તોપણ તે ન્યાય અને સત્યનો માર્ગ કદી પણ ત્યજતા નથી. તેઓ તો પોતાનું કર્ત્તવ્ય સમજીને જ પ્રત્યેક કાર્ય કરે છે. તેમને કોઈનો ભય હોતો નથી. ભીષ્મપિતામહને પણ કોઈનો ભય ન હતો. તેમજ તેમને કોઈ સાંસારિક વિષય ભોગની ઇચ્છા પણ ન હતી.

**ન્યાયપરતા**—ભીષ્મપિતામહ એવા ન્યાય પ્રિય હતા કે તેઓ પાંડવ કૌરવ પ્રત્યે સમાન દ્રષ્ટિએ જોતા. તેમનામાં કોઈ

પ્રત્યે ભેદભાવ ન હતો. તેમને મનથી શત્રુ-મિત્ર એ બન્ને સમાન હતા. કૌરવોને આશ્રયે રહેવા છતાં પણ તેઓ તેમને શિખામણ આપતા અને તેમને નાના પ્રકારે ધર્મ પ્રમાણે વર્તવાનો ઉપદેશ આપતા. ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરનાર ઘણા પુરૂષો જોવામાં આવે છે પરંતુ કોઈ સાંસારિક વિષયમાં જ્યાં તેમને લોભ કે મોહ છે ત્યાં ન્યાયશાસ્ત્રને ઉંચુ મુકી પોતાના સ્વાર્થશાસ્ત્રનાં પૃષ્ઠો ઉપર જ તેઓ દ્રષ્ટિ ફેરવે છે! ભલેને ગમે તેવો ન્યાયશાસ્ત્રનો તે વિદ્વાન હોય પણ સ્વાર્થનો વિષય આવતાં જ તે અન્યાય શાસ્ત્રનો વિદ્વાન બની જાય છે! ભીષ્મપિતામહે ન્યાય શાસ્ત્રના અભ્યાસને સંપૂર્ણ રીતે દિપાવ્યો છે. એ તેમના ન્યાય વાંચનને ધન્ય છે!

**મહાનતા**—નીતિશાસ્ત્રના વિદ્વાન પુરૂષોએ મહાપુરૂષનાં લક્ષણોનું વર્ણન કરતાં કહ્યું છે કે:

**मनस्येकं वचस्येकं करमण्येकं महात्मनाम् ।**
**मनस्यन्यद्वचस्यन्यत्कर्मण्यन्यद् दुरात्मनाम् ॥**

ભીષ્મપિતામહ એ મહાપુરૂષ હતા. તેઓ જે વિચાર કરતા તે જ પ્રમાણે તેમનાં મન, વાણી અને કર્મ જોવામાં આવતાં. જે તેમના મનમાં હોય તેજ તેમની વાણી અને કર્માચરણમાં જોઈ શકાતાં હતાં. "ધર્માચરણને લીધે જ પાંડવોનો જય થશે." એમ તેમને સમજાયું હતું. તેથી તેઓ દુર્યોધનને કહેતા કે: "પાંડવોનો જય થશે માટે તું પાપનો માર્ગ તજી દે." પાંડવો સાથે એક વાત કરવી અને કૌરવોને બીજું જ કાંઈ સમજાવવું એવું તેમણે કદીપણ કર્યું નથી. તેઓ સ્પષ્ટ વક્તા, સત્યવક્તા હતા તેથી જ તેમને મહાપુરૂષ કહેવા ઉચિત જ છે.

ધર્મશ્રદ્ધા—તેમને જે કાર્ય કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો તે કાર્ય તેમણે અતિ ચાતુર્યપૂર્વક કરી બતાવ્યું છે. કર્તવ્ય કર્મનો ત્યાગ ન કરવો એ તેમનો મહાન્ સદ્‌ગુણ હતો અને એજ તેમની પ્રતિજ્ઞા હતી. પિતાના સુખને માટે અત્યંત કઠિન બ્રહ્મચર્ય વ્રત સ્વીકારવાનો પ્રસંગ ઉપસ્થિત થયો તે કર્તવ્ય સમજીને તેમણે ગ્રહણ કર્યું. એક મહાન્ કઠિન વ્રત ગ્રહણ કર્યા પછી તેમણે આળસુ બનીને આયુષ્ય વ્યતીત કર્યું નહિ. તેઓ સારી પેઠે જાણતા હતા કેઃ

"कुर्वन्नेवेह कर्माणि जीजिविषेच्छतं समाः।

વેદમાં કહ્યું છે કેઃ "હે પુરૂષો! શ્રેષ્ઠ કર્મ કરતાં રહીને સો વર્ષ પર્યંત જીવિત રહેવાની અભિલાષા રાખો." એ ઉપદેશ પ્રમાણે ભીષ્મપિતામહે આયુષ્યના અંત પર્યંત ક્ષાત્રધર્મ અનુસાર કર્તવ્ય કર્મ કર્યું છે. રણક્ષેત્ર ઉપર મૃત્યુ પામવું એ ક્ષત્રિયોનો ધર્મ સમજી તેઓ હમેશાં યુદ્ધ માટે તૈયાર જ રહેતા. એકજ કુટુંબના એક બંધુના પુત્રો અને બીજા બંધુઓનાં પુત્રો વચ્ચે વૈરભાવ હતો તેમ છતાં ભીષ્મદેવ તો બન્ને બંધુઓના પુત્રો પ્રત્યે એક સરખો પ્રેમભાવ અને માયા-મમતા રાખતા. આવો સમાનભાવ રાખનાર મહાપુરૂષોને જન્મ આપનાર માતાને ખરેખર ધન્ય છે!

જ્યારે બન્ને પક્ષ વચ્ચે સલાહ કરાવવાનો પ્રસંગ ઉપસ્થિત થયો તે વખતે તેમણે પોતાના યથાર્થ જ્ઞાનનો ઉપયોગ કર્યો! તે વખતે તો તેમણે કમાલ જ કરી! બન્ને પક્ષને ઉપદેશદાન કરી તેમને યથાર્થ ધર્મ સમજાવી ન્યાયનો માર્ગ દર્શાવ્યો, તેમ

કરવા છતાં પણ જ્યારે યુદ્ધ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો ત્યારે કુટુંબના વૃદ્ધ તરીકે તેમણે હાથમાં તલવાર પકડતાં પાછું જોયું નહિ. "યુદ્ધમાં ઉતરવાથી મ્હને શો લાભ છે? મ્હારે યુદ્ધ સાથે શો સંબંધ છે?" આવો વિચાર કરીને યુદ્ધમાંથી દૂર થઈ જવાનો તેમણે કંઈ પણ પ્રયત્ન કર્યો નહતો. જે પક્ષમાં રહી યુદ્ધ કરવાનો તેમને ધર્મ સમજાયો તે પક્ષમાં રહીને ભીષ્મપિતામહે યુદ્ધ કર્યું. આ સ્થળે શંકા ઉત્પન્ન થશે કે: કૌરવો પાપ માર્ગ ઉપર હતા એમ જાણવા છતાં પણ ભીષ્મદેવે કૌરવોનો પક્ષ શામાટે સ્વીકાર્યો? ઉત્તર એજ છે કે: તેમનો જે ધર્મ હતો તેનું તેમણે પાલન કર્યું. તેઓ કૌરવોને ત્યાં રહી તેમનું અન્ન ખાતા હતા. તેમને ત્યાંજ તેઓ મ્હોટા થયા હતા, એટલે તેમના પક્ષમાં ઉભા રહેવું એ તેમનો ધર્મ જ હતો, તેમ છતાં તેમના અંતઃકરણમાં જે સત્ય હતું તે તેમણે કૌરવોને પ્રથમથી જ કહ્યું હતું કે: "તમારો પરાજય થશે. તમે અધર્મનો માર્ગ ત્યાગ કરી દ્યો." આવી સલાહ આપવા છતાં કૌરવોએ પોતાનો પાપમાર્ગ છોડયો નહિ. કૌરવો ભીષ્મની સેવા કરતા હતા તેથી વિકટ પ્રસંગે અન્નદાતાનો ત્યાગ કરવો એ તો તેઓ મહાન્ અધર્મ સમજતા હતા. વળી કોઈ એવી પણ શંકા કરશે કે: કૌરવોનો પક્ષ સ્વીકાર્યા પછી ભીષ્મદેવે યુધિષ્ઠિરને પોતાના મૃત્યુનો ઉત્તમ ઉપાય શા માટે બતાવ્યો? આ શંકાનું સમાધાન એ છે કે શરીર દ્વારા કૌરવોની સેવા કરવી એ તેમનો ધર્મ હતો પરંતુ યુધિષ્ઠિરનો પક્ષ સત્યનો હોવાનું તેઓ જાણતા હતા તેથી તેઓ યુધિષ્ઠિરનો જય ઇચ્છતા હતા તેમ છતાં તેમણે કૌરવોના પ્રપંચની કાંઈ પણ બાતમી પાંડવોને આપી ન હતી. જો તેમણે ધાર્યું હોત તો એકજ દિવસમાં કૌરવોનો વિશ્વાસઘાત કરી તેના

પક્ષનો તેઓ વિનાશ કરાવી શકત પરંતુ એમ કરવું તેમને ઉચિત લાગ્યું નહિ. પોતાના કામ માટે તેઓ સ્વતંત્ર હતા તેથી એમ કર્યું હોત તો પણ તેમના ચારિત્ર્યમાં કાંઈ કલંક લાગત નહિ; તેમ છતાં ક્ષત્રિય વીરને શોભે તે પ્રમાણે દશ દિવસ પર્યંત ઘનઘોર રણસંગ્રામ કર્યું અને અંતે મૂર્છિત થઈ રણશૈયા ઉપર શયન કર્યું.

ભીષ્મદેવના પ્રત્યેક શરીર અવયવોમાં અનેક વેદનાકારક બાણુ વાગેલાં હોવા છતાં તેમને જ્યારે ઉપદેશ માટે વિનતિ કરી તે વખતે તેમણે પોતાનું કર્તવ્ય બજાવ્યું છે. એવી ગંભીર–ભયજનક સ્થીતિમાં પણ તેમણે દોઢ મહિના સુધી ઉપદેશ કર્યો. સારાંશ એ કે: ભીષ્મપિતામહ ધર્મની સાક્ષાત મૂર્તિ હતા. પ્રાણુ હતા. પ્રાણુ જતાં સુધી તેમણે પોતાનો ધર્મ ત્યજ્યો નહિં! ધન્ય છે એ પુરૂષને જેણે ધર્મને માટે સાંસારિક સુખની દરકાર કરી નહિ! ધન્ય છે એ પુરૂષને! જે મૃત્યુને માટે હમેશાં તૈયાર જ રહેતા હતા! ધન્ય છે એ ભૂમિને! જ્યાં ભીષ્મપિતામહ જેવા સમર્થ પુરૂષો ઉત્પન્ન થયા છે! ધન્ય છે તેની માતાના ખોળાને! જ્યાં એવા મહાપુરૂષો આળોટયા છે! ધન્ય છે તે સમયને! કે જે સમયે ભીષ્મ જેવા મહાન્ સત્પુરૂષનો જન્મ થયો છે! ગમે તેવા કષ્ટ અથવા એક મનુષ્ય ઉપરના પ્રેમને લીધે આવા પુરૂષોના ધર્મ માર્ગમાં વિઘ્ન આવતાં નથી! ભીષ્મપિતામહ વૃદ્ધાવસ્થામાં યુદ્ધમાં જાય છે, ત્યાં બન્ને પક્ષનાં પોતાના પક્ષનાં ન્હાનાં મ્હોટાં મનુષ્યો મરવા અને મારવા તૈયાર થયેલાં જોવા છતાં પણ જેના મનમાં જરા પણ ભય કે પ્રેમનો વિકાર ઉત્પન્ન થતો નથી અને તેથી ધર્મપાલન કરવામાં તેમણે જરા

પણ કચાશ રાખી નથી. શત્રુપક્ષના પોતાનાં જ બંધુઓની ઉપેક્ષા નહિં કરતાં તેમણે પોતાનું કર્તવ્ય સ્પષ્ટ રીતે બજાવ્યું છે. જે સમયે યુધિષ્ઠિર યુદ્ધને માટે ભીષ્મપિતામહની આજ્ઞા લેવા ગયા તે સમયે તેઓ ધર્મને અનુસરીને યુદ્ધ કરે છે એમ સમજી તેમણે તેમને શુભ આશિર્વાદ આપ્યા હતા. જે યુધિષ્ઠિર ભીષ્મ-પિતામહ સાથે યુદ્ધ કરવા ઉભા હતા તે જ યુધિષ્ઠિરને ભીષ્મ પોતાના અંતકાળ પર્યંત ઉપદેશ દેતા હતા! તેમણે અંતકાળ પર્યંત સુંવાળી રેશમી ગાદી તળાઈઓનો ઉપયોગ કર્યો ન હતો. તેઓ સારી રીતે જાણુતા હતા કેઃ રણક્ષેત્રમાં મૃત્યુને શરણ થવું એ જ ક્ષત્રિયોનો ધર્મ છે. તેથી જ તેમણે બાણશૈયાનો ઉપયોગ કર્યો હતો. રણક્ષેત્ર ઉપર ક્ષત્રિયો રેશમી ગાદી–તકી-આનો ઉપયોગ કરતા નથી એ ધર્મ તેઓ સમજતા હતા.

ભીષ્મપિતામહ એ સાચા મહાત્મા, ત્યાગી, યોગી અને વ્રતધારી મહાપુરૂષ હતા. તેમનું ચરિત્ર ગમે તે દ્રષ્ટિએ જૂઓ: તેઓ તમને મહાન્ જ જણાશે. પ્રત્યેક વિષયમાં તેઓ પૂર્ણતાના શિખરપર પહોંચ્યા હતા. તેમનું શરીરબળ જૂઓ, આધ્યાત્મિક બળ તરફ દ્રષ્ટિ ફેરવો, બ્રહ્મચર્યવ્રતનું અવલોકન કરો, પ્રત્યેક વિષયમાં તેમનું ચરિત્ર કેટલું અનુકરણ કરવા જેવું બોધદાયક છે! ભારતવર્ષના તરૂણ–યુવકો! ક્ષત્રિયકુળનું અભિમાન રાખનારા ક્ષત્રિયો! ભીષ્મપિતામહના ચરિત્રમાંથી મહત્વનાં દ્રષ્ટાંત સુવર્ણ અક્ષરે લખી તમારા ઓરડામાં વારંવાર દ્રષ્ટિએ પડે તેવા સ્થાનમાં લટકાવી રાખો અને તે પ્રમાણે તમે ધર્માચરણ આચરવાનો પ્રયત્ન કરો! તેઓ મહાપુરૂષ હતા. તેમના ચરિત્રમાંથી બોધ ગ્રહણ કરી તમે પણ પોતાનું ચરિત્ર મહાન્ બનાવવાની ઉત્કંઠા

રાખો, ઉત્સાહ રાખો, પ્રયત્ન કરો, માતાપિતાના સુખને ખાતર સર્વ સુખ સંપત્તિનો ત્યાગ કરવાનો સમય આવે તો તેનો ત્યાગ કરી તમારૂં આત્મકલ્યાણ કરો અને આત્મબળ પ્રાપ્ત કરી ભારતવર્ષના ઈતિહાસમાં તમારૂં નામ સુવર્ણાક્ષરે અમર કરો !

" Lives of great men all remind us,
We can make of our lives sub-lime. "

મહાન્ પુરૂષોના જીવનચરિત્રમાંથી આપણને કાંઈ પણ લાભ મળે અને આપણે તેમનું કાંઈપણ અનુકરણ કરીએ તે માટે જ મહાન્ પુરૂષોનો જન્મ થાય છે. ફક્ત ગ્રંથોમાં એવાં ચરિત્રો લખવાથી અથવા એવું ચરિત્ર ઉપલક દ્રષ્ટિએ અવલોકન કરી જવાથી વાચકના મન ઉપર હમેશ માટે શ્રેષ્ઠ પરિણામ ઉત્પન્ન થતું નથી. તમારૂં કર્તવ્ય શું છે તેનો વિચાર કરો. તમારાં ચરિત્ર સાથે મહાન્ ગુરૂષોનાં ચરિત્રની એકાંતમાં બેસી સરખામણી કરો. ભીષ્મપિતામહ એ પણ એક શરીરધારી મનુષ્ય હતા. તેમને આપણા જેવા બે હાથ અને બે કાન હતા પરંતુ તેમનામાં એવું શું વિશેષત્વ હતું ? વિશેષત્વ એજ હતું કેઃ તેમણે પોતાના કર્તવ્ય કર્મનું જ્ઞાન મેળવી તે પ્રમાણે પોતાનું ચારિત્ર્ય રચ્યું હતુ. તેમણે સ્વાર્થને માટે કોઈને કદી પણ ત્રાસ આપ્યો નથી. તેમનો સ્વભાવ નિષ્કપટી અને જે પ્રમાણે કહેતા તે પ્રમાણે જ વર્તન રાખતા હતા. વાંચક બંધુઓ ! જો તમને તમારા આયુષ્યનું સાર્થક્ય કરવાની ઇચ્છા હોય તો તમે આજથી જ તમારા પ્રત્યેક દુર્ગુણોનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરો અને મહાન્ પુરૂષોના સદ્દગુણો ગ્રહણ કરવાનો પ્રયત્ન કરો. કહેવત છે કેઃ "યત્ન કરવાથી રત્ન મળે છે." યત્ન કરવાથી ગમે તેવાં

દુર્લભ્ય કામ સુલભ થાય છે. ખંત રાખીને યત્ન કરો. મન દૃઢ રાખીને યત્ન કરો. મનુષ્ય જન્મ કાંઈ વારંવાર મળશે નહિ. આજે તમને તમારાં પૂર્વ જન્મનાં પુણ્યને લીધે જ મનુષ્ય જન્મ મળ્યો છે. મનુષ્ય જન્મ મળવાથી જ આજે ભીષ્મ-પિતામહ જેવા મહાન્ પુરૂષનું જીવનચરિત્ર વાંચવાનો તમને સુયોગ પ્રાપ્ત થયો છે. તે વાંચ્યા પછી સમય વ્યર્થ નહિં ગુમાવતાં તેમાંથી જે બોધ ગ્રહણ કરવાની ઈચ્છા થાય તે ગ્રહણ કરો અને તમારા જીવનનું સાર્થક્ય કરો. મનુષ્ય જન્મ વ્યર્થ નહિં ગુમાવતાં ભીષ્મપિતામહ જેવા પ્રતાપી, કર્ત્તવ્યનિષ્ઠ અને ધર્મનિષ્ઠ બ્રહ્મચારી બનો, એજ તમારૂં જીવન સાફલ્ય બનાવશે.

**આદર્શ બ્રહ્મચારી ભીષ્મપિતામહનો જય !**



# વિનંતિ

**प्रणम्य सच्चिदानन्दं पूर्णं ब्रह्म सनातनं ।**
**नीतिर्नीतिविदामत्र हिन्दुनां परिकथ्यते ॥**

ભીષ્મપિતામહના વાંચકો ધર્મ, નીતિ, સત્ય, સંયમ, ગૃહસ્થ-ધર્મ સંબંધી શાસ્ત્રકારોનાં વચનો શ્રવણ, મનન અને નિદિધ્યાસ કરે એ હેતુથી મનુસ્મૃતિ, મહાભારત વગેરે શાસ્ત્ર ગ્રંથોમાંથી કેટલાંક "બોધામૃત" સાદર થાય છે. સુજ્ઞ વાંચકો તે સ્વજીવનમાં ઉતારી સુખી થાય એજ અભિલાષા.

ડાહ્યાભાઈ.

# બોધામૃત.

## ૧. નીતિ.

૧. ધર્મ એજ મનુષ્યનો એક માત્ર બંધુ છે કે જે મૃત્યુ પછી પણ મનુષ્યની સાથે જાય છે, બીજાં સર્વ, શરીરની સાથે વિનાશ પામે છે.

૨. પરલોકમાં પિતા, માતા, સ્ત્રી, પુત્ર, જ્ઞાતિ એ કોઈ પણ સહાય કરતું નથી. કેવલ ધર્મ એજ સહાય કરે છે. (માટે જ દાન, પુણ્ય પરોપકાર કરો.)

૩. જીવ એકલોજ જન્મે છે અને એકલોજ લય પામે છે. તે પોતાનાં સત્કર્મ અને દુષ્કર્મ પણ એકલોજ ભોગવે છે.

૪. તેથીજ પોતાની (પરલોકમાં) સહાયતા માટે ક્રમેક્રમે ધર્મ સંચય કરવો. કારણ કે ધર્મની સહાયતા હશે તો ગાઢ અંધકારમાંથી ઉદ્ધાર થશે.

૫. યૌવન, રૂપ, જીવન, ધનસંચય, ઐશ્વર્યપ્રિય, સમ્ભાષણ, એ સર્વ અસ્થિર છે, તેથી જ જ્ઞાનીઓ એ વસ્તુઓ ઉપર મોહ પામતા નથી.

૬. નિર્જન પ્રદેશમાં–એકાન્તમાં રહીને સર્વદા આત્મચિન્તન કરવું. એકાંન્તમાં ચિન્તન કરતાં કરતાં મનુષ્યનું કલ્યાણ થાય છે.

૭. મૃત્યુ અને અમૃત એ બન્ને મનુષ્યના શરીરમાં સંચરણ કરે છે, તેમાંથી મનુષ્ય મોહને લીધે મૃત્યુ અને સત્યને પ્રભાવે અમૃત પ્રાપ્ત કરે છે.

૮. જે મનુષ્ય ધર્મને વ્યાપાર સમજીને તેમાંથી ફળ સંગ્રહ કરવા ઇચ્છે છે, તે ધર્માત્માઓમાં હીન અને નિંદાપાત્ર છે. તેને ધર્મનું ફળ પ્રાપ્ત થતું નથી.

૯. વિપત્તિ સમયે જે મનુષ્ય દુઃખી થતો નથી, જે કર્મ-દક્ષ છે, સદા ઉદ્યોગી, પ્રમાદ રહિત અને નમ્ર સ્વભાવનો છે તે સર્વદા કુશળક્ષેમ પ્રાપ્ત કરે છે.

૧૦. સર્વ પ્રાણીઓ પ્રત્યે દયા, મૈત્રી, દાન અને મધુર-વાક્ય, એ ચાર સમાન ત્રિભુવનમાં બીજી સહાયતા નથી.

૧૧. જેણે મન અને ઇન્દ્રિયનો સંયમ કર્યો છે તેને કલેશ થતો નથી. નિર્લોભી વ્યક્તિ પારકી લક્ષ્મી જોઇને કદી પણ લોભાયમાન થતો નથી.

૧૨. સાધુચરિત્ર મનુષ્યનું વચન કદી મિથ્યા થતું નથી, અને તેમના દ્વારા અર્થ અથવા માનની હાનિ થતી નથી. તેથીજ સાધુ પુરૂષો સર્વનું સંરક્ષણ કરનાર કહેવાય છે.

૧૩. જેના કર્મથી ધર્મ સાક્ષી રૂપ ઇશ્વર સંતોષ પામે છે તે ધર્માચારી મનુષ્યનો જન્મ સફળ છે.

## ૨. સંયમ.

૧. પુરૂષનું શરીર એ રથ છે, આત્મા ચાલક છે અને સર્વ ઇન્દ્રિયો અશ્વરૂપ છે. ધીર મનુષ્ય અપ્રમત્ત થઇને વશીભૂત એવા સદ્ અશ્વ જોડેલા રથ ઉપર આરૂઢ થયેલા ઘોડેસ્વારની પેઠે પરમસુખથી સંચરણ કરે છે.

૨. દુષ્ટ અશ્વ ઘોડેસ્વારને કુમાર્ગે લઇ જાય છે. તેજ પ્રમાણે ઇન્દ્રિયો, ભ્રમિત મન વાળા મનુષ્યને કુમાર્ગે લઇ જાય છે.

૩. ઇન્દ્રિયનો સંયમ, રાગદ્વેષ આદિનો ક્ષય અને પ્રાણી માત્ર પ્રત્યે અહિંસાદ્વારા મનુષ્ય અમૃતત્ત્વ પ્રાપ્ત કરવાને યોગ્ય થાય છે.

૪. સર્વ ઇન્દ્રિયોમાંથી જો એક ઇન્દ્રિય વિકાર પામે છે તો તે દ્વારા મનુષ્યની બુદ્ધિ નષ્ટ થાય છે. જેમ કોઇ જળપૂર્ણ પાત્રમાં એક છિદ્ર હોય છે તો તે દ્વારા સર્વ જળ બહાર નિકળી જાય છે.

૫. જે મનુષ્યનું મન સ્વેચ્છાચારી અને ઇન્દ્રિયોના સુખને માટે દોડે છે, ત્યારે વાયુ જેમ નૌકાને જળમાં ડુબાવી દે છે તેજ પ્રમાણે મન પણ મનુષ્યની બુદ્ધિ ભ્રષ્ટ કરે છે.

૬. ઇન્દ્રિય-સંયમ શૂન્ય મનુષ્ય બાળકની પેઠે અકાર્યને કાર્ય અને કાર્યને અકાર્ય જાણે છે અને અત્યંત દુ:ખને પણ સુખ સમજે છે.

## ૩. સુખ, દુ:ખ, સંન્તોષ, સહિષ્ણુતા.

૧. શોકનાં હજારો સ્થાન છે અને ભયનાં સેંકડો સ્થાનં છે. એ સર્વ મૂઢ મનુષ્યો ઉપરજ પ્રતિદિન આક્રમણ કરે છે. બુદ્ધિમાન પુરૂષો ઉપર તેઓ આક્રમણ કરી શકતાં નથી.

૨. જેમ જળ દ્વારા અગ્નિ શાંત થાય છે તેજ પ્રમાણે જ્ઞાન દ્વારા માનસિક દુ:ખ વિનાશ કરવાં જોઇએ. ચિત્ત શાન્ત હોય તો શારીરિક દુ:ખ પણ વિનષ્ટ થાય છે.

૩. સુખ હોય કે દુ:ખ હોય, પ્રિય હોય કે અપ્રિય હોય, જે કાંઈ બને તે શાંત ચિત્તે સહન કરવું. અરે! તેની સેવા જ કરવી.

## ૪. સાધુતા, મહત્વ.

૧. જેમ આપણને આપણો પ્રાણ પ્રિય છે તે પ્રમાણે સર્વ પ્રાણીયોને પોતાનો પ્રાણ પ્રિય હોય છે. તેથી સંત પુરૂષો સર્વ પ્રાણી પ્રત્યે પોતાના પ્રાણ જેટલી જ દયા દર્શાવે છે.

૨. બુદ્ધિમાન પુરૂષોએ પરોપકારને માટે ધન અને પ્રાણુ સમર્પણુ કરવાં. ધન આદિનો અવશ્ય વિનાશ થવાનો છે. તેથી સત્કાર્યમાંજ તેનું દાન કરવું જોઈએ. (હિતોપદેશ.)

૩. સંતપુરૂષો ક્રોધાયમાન થવાથી પણ તેમનું મન વિકાર પામતું નથી. વા વંટોળીયાથી તૃણુ સમૂહ સમુદ્રમાં પડવા છતાં તેનું જળ ગરમ કરતું નથી.

૪. મહાપુરૂષોનો પ્રેમ મૃત્યુ પર્યંત હોય છે. તેમનો ક્રોધ અલ્પ સમયમાંજ નષ્ટ થાય છે અને દાન મમત્વ રહિત હોય છે.

૫. પ્રિયવાક્ય સહિત દાન કરવું, અહંકાર રહિત જ્ઞાન પ્રાપ્ત કરવું, ક્ષમાયુક્ત શૂરતા અને દાન કરેલું ધન, એ સંસારમાં દુર્લભ્ય છે.

## ૫. દાન-અહિંસા.

૧. જેના જીવનથી અનેકનાં જીવન વિદ્યમાન હોય છે તેજ મનુષ્ય જીવિત સમજવો. નહિં તો કાગડો પણુ પોતાની ચાંચ દ્વારા પોતાનું ઉદરપોષણુ કરી શકે છે.

૨. દુઃખી દરિદ્રીઓનું પાલન કરવું. ધનવાનને ધનદાન કરવું નહિં. વ્યાધિગ્રસ્ત મનુષ્યનેજ ઔષધની આવશ્યકતા છે. નિરોગીને ઔષધની શી જરૂર?

૩. કોઇપણુ મનુષ્ય કોઇપણુ વસ્તુની પ્રાર્થના કરે તો તેના પ્રત્યે દ્વેષ નહિં કરતાં યથાશક્તિ દાન કરવું. એમ કરતાં કરતાંજ દાતાની પાસે કોઇ દિવસ યથાર્થ દાનપાત્ર મનુષ્ય આવે છે. જેને દાન કરવાથી દાતાનો ઉદ્ધાર થાય છે.

---